## પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

# પ્રેમભક્તિ-ભજનાવલિ

( શોધિત-વર્ધિત નવીન આવૃત્તિ )

ન્હાનાલાલ દલપતરામ કવિ

मद्भक्ता यत्र गायन्ति, तत्र तिष्ठामि, नारद ।






વિ. સં. ૧૯૯૮ ઈ. સ. ૧૯૩૨

કીંમત દોઢ રૂપીઓ

કર્તાને માટે રજીસ્ટર્ડ
પ્રકાશક : ન્હાનાલાલ દલપતરામ કવિ,
ભદ્ર, અમદાવાદ, નં. ૧

૧લી આવૃત્તિ ( ૫૧ ભજનો ) ૧૯૨૪ પ્રત ૧૫૦૦
૨જી આવૃત્તિ ( ૧૦૨ ભજનો ) ૧૯૩૧ પ્રત ૧૨૫૦

૧૯૨૭ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.

મુદ્રક તથા મુદ્રણસ્થાન
ગજાનન વિશ્વનાથ પાઠક
આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ, અમદાવાદ.

## 'આતમની નમણું



લાગી જેના જીવનની તાળી જગદાત્મ શું હો જી,
વાગ્યાં જેને અવધૂતનાં વચનોનાં બાણ;
ભાગ્યાં જેનાં અન્તરમાં અનુભવનાં ભાલુડાં હો જી,
જાગ્યા જેના પૃથિવિમાં પોઢેલા એ પ્રાણ:
હજો હમારી આતમની નમણું એવા જોગીને હો જી.

પડદા પડિયા આભ અને આ અન્ધકારના હો જી,
ઢાંકી ઢળિયા જડ ને માયા ને વાણી વેદ:
વાળી વાડો ચૌદ ને ચૌદ આ બ્રહ્માંડની હો જી,
ભેદી એ સહુ પાયા પરાત્પરના ભેદ:
હજો હમારી આતમની નમણું એવા જોગીને હો જી.

ગહનતાનાં ખોજ્યાં ગુફાઓ ને ગહ્વરો હો જી,
પીધાં જેણે અગમ્યના પ્યાલાનાં પૂર;
પ્રકૃતિ ને પુરુષનાં પરખ્યાં પારખાં હો જી,
ભીતરિયા જે પામ્યા બ્રહ્મમન્દિરનાં નૂર:
હજો હમારી આતમની નમણું એવા જોગીને હો જી.

# પ્રસ્તાવના



આપણા પ્રાચીન કાવ્યવિશેષમાં ભજનો અને રાસનાં મ્હને ખાસ આકર્ષણ આવતાં; હજી યે મ્હારો પક્ષપાત ત્હાં ઢળે છે. મ્હારી રાસગીતાવલિઓ છપાઇ ગઇ છેઃ છૂટક છૂટક લખાયેલા મ્હારાં ભજનોની આ ભજનાવલિ આજ ગુજરાતને ધરાવું છું. 'માત્ર ભક્તિનાં આ ભજનો નથીઃ ભક્તિનાં, પ્રેમનાં, સંસારના ભેદોનાં, મનુષ્યજીવનનાં ઉંડાણોનાં, બ્રહ્માંડથાથી બ્રહ્મનાંઃ એમ પ્રભુ ને પ્રકૃતિ, બ્રહ્મ ને બ્રહ્મલીલા, ને ઉભયની અગોચરતાનાં ગીતોનો આ સંગ્રહ છે. કોઇક ઉપદેશાત્મક છે, થોડાક ભાષાંતર છેઃ કેટલાંક મ્હારી રાસગીતાવલિમાંથી યે આમાં લીધેલાં છે. ભજન એટલે અગમ્યનાં કાંઇક દર્શનનું ઉચ્ચારણ એ પ્રાચીન ને વિશાલ અર્થ આજે યે સાચો છે.

નરસિંહમીરા જેવાનાં વૈષ્ણવી–સ્વામીનારાયણી ભજનો એ જ હજી તો આપણો સર્વોત્તમ ભજનભંડાર છે. કારણ એ છે કે એ મહાભક્તોએ ગેબના પડદાઓની પાછળ જોયું હતું, ને ત્હાં જોયું હતું તે જગતમાં ગાયુ હતું. ત્હેમણે દર્શન કીધાં હતાં, ને એ બ્રહ્મદર્શનનાં ગીત ગાયાં હતાં. દલપતકાવ્યની નાન્દીમાં દલપતરામ કહે છે કે

> વિચિત્ર દેખાવ, વિચિત્ર વાણી,
> વિચિત્ર ચોપાક, વિચિત્ર પ્રાણી;
> વિચિત્ર આ નાટક વિશ્વ નામ,
> પેદા કર્યું તે પ્રભુને પ્રણામ.

એ વિરાટનાટકના પડદા સન્મુખની જ રંગભૂમિ આજે તો એટલી નાનારંગી ચિત્રવિચિત્ર ને ભૂલભૂલામણી જેવી બની છે કે વિશ્વના પડદાઓની પાછળ કે આત્માની અતલ ગુહાઓમાં નિરખવાની નવરાશ ઓછાને છે, ને નિત્યનિત્ય એ ઓછાંમાંથી યે ઓછાં

થતાં જાય છે. મ્હારાં ૪૭ વર્ષના જીવનદિવસોમાં ન્હાનાંમ્હોટાં તીર્થ સન્ત ને ભક્ત કેટલાંક દીઠાં; પણ એ પાંચ દશકની લગભગમાં હૈયાને હલમલાવી નાંખનારા ને પરાતપરના પરખન્દા બે જ પરમ ભક્તરાજ પેખ્યા છે: એક તો નાટકના તખ્તા ઉપર નટ ત્રંબકલાલ —નરસિંહ મહેતાના સ્વાંગમાં; ને બીજા જગતના તખ્તા ઉપર સિન્ધ-હૈદરાબાદની બ્રહ્મસમાજ વાળા ડૉ. રૂબેન.

ભજન એટલે બ્રહ્મપરાયણતા; ભજન એટલે ભક્તનું બ્રહ્મો-પનયનઃ ભજન એટલે અગમ્યના દર્શનનું ઉદ્‌ગોર્ધન; સકલ દિશાઓ-માંથી આત્માને મ્હોરી લેઈને ત્હેનો કિરણજ્યોતિ બ્રહ્મદિશામાં વાળવો. એમ કરતાં કોઈ વેળા સમીપમાં બ્રહ્મદર્શન થાય, કોઈ વેળા દૂર દર્શન થાય; કોઈ વેળા બ્રહ્મઝાખી થાય, કોઈ વેળા અનિમિશ ઉઘડેલાં નયનકમળને ભરીને બ્રહ્મપ્રકાશ ઉભરાઇ રહે; કોઇ વેળા બ્રહ્મકલાનું તો કોઇ વેળા બ્રહ્માંડના કો ભેદનું દર્શન થાય. ભજનો પણ બ્રાહ્મી સ્થિતિનાં એવાં નિરનિરાળા અનુભવોનાં હોય છે. શ્રીમદ્ વલ્લભાચાર્ય ને શ્રી સ્વામીનારાયણના વૈષ્ણવી સંપ્રદાયનાં ભજનો મ્હોટે ભાગે કૃષ્ણભક્તિનાં છે. યોગવેદાન્તનાં મરદાની ભજનો ઘણે ભાગે નિર્ગુણને અજાતવાદને શૂન્ય શિખરને ને નિર્ગુણની પે જાહોજલાલીને-વાણીપરને વાણીમાં વર્ણવવા મથે છે. ગીતાની પેઠમ ધીરાની ઘણીખરી કાફીઓ ઉપદેશાત્મક છે. વ્રત ને વાડનાં જૈન સાધુરાજોનાં ભજનો સદાચરણની પરિક્રમણાનાં બહુધા હોય છે. તપસ્વીઓને આયશ્ચિત્ત દેતાં મહન્તો જેમ પચાગ્નિ તપાવતા, કાંટાવાળા ગેરબન્ધ મારતા; એમ અખા ભક્ત ભોજા ભક્ત ને સદ્‌ગુરુ બ્રહ્મા-નંદજી જેવા મહન્તરાજો સંસારને ચાબખા યે મારે છે. પ્રભાતિયાં તો નરસિંહનાં જ. મીરાંનાં ભજનોમાં સ્ત્રીકવિની સુમધુર સુકુમા-તા પમરે છે. જૂનાં નાણાંની પેઠમ જૂનાં ભજનોમાં સોનુંરૂપું વધારે છે.

ઈ. સ. ૧૮૪૯થી ગુજરાતમાં નવો યુગ બેઠો, અને તે હજી સમાપ્ત થયો નથી. આ નવયુગના વ્યક્તિજીવનમાંથી ને સંસારજીવન-

માથી સાગે ઘણા વાના ઓસરી ગયા છે, તેમ ભજનો યે ઓસર્યા છે ગિરનારના શિવરાત્રીના મેળામાં હજી ભજનની જ ગૂંજ ગગન-મંડળમાં ગાજી રહે છે, જો કે પૃથ્વી ઉપર તો અનેક વિધની પાર્થિવતા ઉભરાય છે નર્મદાતીરે શૂલપાણીશ્વરનો, શુકલતીર્થનો, વાનમ્તીરે ઉત્કંઠેશ્વર મહાદેવનો, ઇડરના ડુંગરાઓમા શામળાજીનો, દંડકારણ્યને સીમાડે દેવકી ઉનાઈનો એ મનમસ્તાય જોવાના હજી બાકી છે સ્વામીનારાયણના સામૈયાનો ભક્તિરંગ હવે ઉતરતો જાય છે આર્યસમાજ પ્રાર્થનાસમાજ થિયોસોફીમા ભક્તિ કે સમસ્ત આત્માની ભક્તીઓ કરતા બુદ્ધિની પેજો વધારે ઉછળે છે આભ-રના સપ્તસંગમનો વહુણાનો સમારંભ ને સરસ્વતીતટનો સિદ્ધપુરનો વિશાળ તીર્થસંઘ સંસારી થઈ ગયા છે ધર્મનેતાઓએ ધર્મની પુન સ્થાપના ત્હેવા બનતી ત્વરાએ કરવી ઘટે છે નરસીંહમીરાથી યે પ્રાર્થનાસમાજના ભજનો મહાન ઉન્નત છે એ સર રમણભાઈનુ પક્ષપાતી સાહિત્યવચન ગુજરાતે સ્વીકાર્યું નથી

આપણા વ્યક્તિજીવનની કથા યે અન્યથા નથી શરીરના ભૂખ્યા કંઈ કે સાધશે, આત્માના ભૂખ્યાના આ જન્મ ને પરજન્મ ઉભય અપુણ્યે અપવાસી જશે અધ્યાત્મરાગી જીવોને એ સ્મરાવવુ પડે એમ છે ? ભજનભૂખ્યો સંસારી આ જીવનમા યે આતમભૂખ્યો ને પરજીવનમા યે આતમભૂખ્યો રહે છે

ઉપનિષદની ગહનતા કે ગીતામાતાના વિરાટદર્શનની ભવ્યતા કે ભાગવતમાના ગોપિકાગીતની આરત નવગુજરાતનાં ભજનોમાં કેટલી ઉતરી છે ? છતા યે જૂનાનવાં ગુજરાતના ભજનોની અને ગુજરાતના રાસની પૃથાઓ ભરતખંડમા બીજે ઓછી છે સ્વામીનારાયણના મન્દિરોમા, બાવાઓની જમાતોમા, ડાકોરજીના ચોકમા ગિરનારની તળેટીમા ભજનનો ને રાસનો જ્યહારે જ્યહારે સંગમ થાય છે ત્હારે ત્હારે, ઉપરથી ચન્દ્રમા અમૃત વરસે છે એમ ગુર્જર કવિતા યે ગુજરાતીઓ અને ગુજરાતણો ઉપર અમૃતની ઝડીઓ વરસી રહે છે

પૂજનવિધિનુ પરમ સત્ય તો એ છે કે જીવન એ જ હરિની પરમ પૂજા, આયુષ્ય એ જ આરતી દેવસેવા કે દેવદર્શન જીવનમા કિંચિતે ન ઉતરે તો એ સેવા કે દર્શન, એ કથા કે કીર્તન મિથ્યા છે પરા પૂજા એ જ હરિની મહાપૂજા છતા ગણિતના ગૂઢ કોયડા જેમ બાલકોને માટે નથી, પણ ગણિતશાસ્ત્રિઓને કાજે છે, તેમ શ્રીમદ્ શકરાચાર્યનુ પરા પૂજાનું સ્તોત્ર અગાધ બ્રહ્મનીરના મહાતારાઓને કાજે છે, આરે બેસી પાવળે પાવળે ન્હાનાગ્ને કાજે નથી સાકારપૂજકો તો સાકારને યે પૂજે છે, નિરાકારના આપણા ઉપાસકો તો બહુધા કોઇને યે ઉપાસતા નથી એ માનસદેશની મનોદશા આપણા સંસારશાસ્ત્રીઓથી અજાણી છે ? વેદકાળમા, મૂસા ને ઝરથુસ્તના યુગોમા, ખ્રીસ્તસમયે, ઇસ્લામની સ્થાપનાના ઝમાનામા ભજન જીવનની એક નિત્યજરૂરિયાત ગણાતી આજે યે ભજન વિલાસ નથી, જીવનની નિત્યજરૂરિયાત છે, એ ભાવ પાછો પ્રજાહૃદયે જાગતો જાય છે સન્દેશવાહી પયગમ્બરો ને મન્ત્રદ્રષ્ટા મહર્ષિઓ એ જ સાચ્ચા ધર્મધુરન્ધર ને સસારતારણહારા છે

ભજનકીર્તનનો વૈષ્ણવી ભક્તિમાર્ગ વેદપ્રાચીન છે હું તો વૈષ્ણવ છુ, ને વૈષ્ણવી પ્રેમભક્તિના પરમ કોલમા મ્હારી તો અણનમ શ્રદ્ધા છે કે

**मद्भक्ता यत्र गायन्ति, तत्र तिष्ठामि, नारद ।**

ચૈત્રી પડવો, ૧૯૮૦ ન્હાનાલાલ દલપતરામ કવિ

# અનુક્રમણિકા

## ૧ : પરમ પ્રેમ પરબ્રહ્મ



પરમ પ્રેમ પરબ્રહ્મ.

માત પ્રેમ, તાત પ્રેમ, પુત્ર પ્રેમ, પુત્રી પ્રેમ;
દંપતીના દેવ પ્રેમ, પ્રેમ છે સંસારસારઃ
પરમ પ્રેમ પરબ્રહ્મ.

દયા પ્રેમ, દાન પ્રેમ, ભક્તિ પ્રેમ, જ્ઞાન પ્રેમ;
યોગ પ્રેમ, મોક્ષ પ્રેમ, પ્રેમ તે સંન્યસ્તાધારઃ
પરમ પ્રેમ પરબ્રહ્મ.

સ્થૂલ પ્રેમ, સૂક્ષ્મ પ્રેમ, વિશ્વ કેરો મન્ત્ર પ્રેમ;
સૃષ્ટિનો સુવાસ પ્રેમ, પ્રેમ તેજ કેરો પારઃ
પરમ પ્રેમ પરબ્રહ્મ.

આત્મનો વિકાસ પ્રેમ, જીવનપ્રકાશ પ્રેમ;
પ્રેમ—પ્રેમ, સર્વ પ્રેમઃ પ્રેમનો આ પારાવારઃ
પરમ પ્રેમ પરબ્રહ્મ.



## ૨ : બ્રહ્મબંસરી

卐

પરમ શબ્દ એ સુણો,

હો ! પરમ શબ્દ એ સુણો,
બોલે બ્રહ્માંડે બ્રહ્મબંસરી તણો;
રટે આનન્દ-આનન્દ સ્થૂલસૂક્ષ્મનાં કણોઃ
હો ! પરમ શબ્દ એ સુણો.

એ શબ્દ કો ગહન આત્મિક વાણુ બોલે,
એ શબ્દ વીંધી ત્રણુ લોક અપાર ડોલે.

મન્દ મન્દ જેમ ફોરે મધુર ફૂલડાં, સખિ !
ચન્દ્ર ચન્દ્ર જેમ વહે અમૃતચન્દ્રિકા, સખિ !
એવી ધીરી,
એવી ધીરી એ અધીરી ! બજે બ્રહ્મબંસરીઃ
હો ! પરમ શબ્દ એ સુણો.

માની મહાસમય માનવભાગ્યનો, હો !
કલ્યાણુમંગળ ભણે સુરમંડળીઓ.
ગાજે દેવતાનાં દુંદુભિ આનન્દનાં,
ગીત નન્દનનાં નન્દિની ને નન્દનાં;
ઉડે પડઘો અનન્તતાની ગાડીમાં ઘણો,
ઝીણી તારલીનાં કિરણુ સરિખડો ઝીણો ઝીણો;
હો ! પરમ શબ્દ એ સુણો.

## ૩ : નરનો દેવ કરવા



અમે કેવડિયા વાઘા કીધા કે જગના જંગ જીતવા;
અમે તેજનાં પરિધાન લીધાં કે નરનો દેવ કરવા.

અમે સંયમના ભેખ લીધા કે જગના જંગ જીતવા;
અમે વૈરાગ્યે કાળજ વીંધ્યાં કે નરનો દેવ કરવા.

અમે જીવનનાં દાન દીધાં કે જગના જંગ જીતવા;
અમે ધર્મયોધના ધર્મ લીધા કે નરનો દેવ કરવા.

અમે કેવડાના કાંટા પીધા કે જગના જંગ જીતવા;
અમે કેવડિયા વ્રત લીધાં કે નરનો દેવ કરવા.



## ૪ : આવો–આવો, સન્તન !



આવો–આવો !

આવો–આવો, સન્તન સહુ ! આવો–આવો !

ગાવો–ગાવો, આશાગીત ગાવો–ગાવો !

આશભર્યા, યૌવનભર્યા, જીવનભર્યા આવો–આવો !

• યજ્ઞ કેરાં ઓજસ્ આપે, દર્શન હયો, તમસ્ લોપે;
ઉરે–ઉરે જ્યોતિ રોપે; આવો–આવો !

આશભર્યા, યૌવનભર્યા વિ.

ઉર્મિ સમો ધ્વજ ઉડે, નિરાશા–નિઃશ્રદ્ધા બુડે;
આશાને મન્દિરે રૂડે આવો–આવો !

આશભર્યા, યૌવનભર્યા વિ.

આત્મ શું વિશાળ વ્યોમ, પ્રેમભક્તિની આ સોમ;
બ્રહ્મ વહે રોમરોમઃ આવો–આવો !

આશભર્યા, યૌવનભર્યા વિ.



## ૫ : આવજો યમુનાઘાટ



આવજો—આવજો યમુનાઘાટ, ત્ય્હાં મળશું.
આવજો—આવજો, ગાયો લાવજો, ત્ય્હાં ચરાવજો,
આવજો યમુનાઘાટ, ત્ય્હાં મળશું. ધ્રુવ.
એક મીટ બીડું ત્ય્હાં તો બીજી મીટ ઉઘડે;
વ્હાલાંની જોઉં છું જલતીર વાટ,
યમુનાઘાટ, ત્ય્હાં મળશું.
આંસુડાં ન નીતરે, ન ઘેન મ્હારાં ઉતરે;
વિરમે ન આંખના ઉચાટ,
યમુનાઘાટ, ત્ય્હાં મળશું.
પધારો, પધારો, એક તરસ દરસની;
પ્રાણ કેશ માંડી મ્હેલ્યા પાટ,
યમુનાઘાટ, ત્ય્હાં મળશું.
દૂધડલાં દૂહોશું, પીશું ને પાશું;
મટુકી ભરી લઇશું જગને માટ,
યમુનાઘાટ, ત્ય્હાં મળશું.
ઘેરી ઘેરી મોરલીમાં સાગરના શબ્દ વાજો;
લખજો બ્રહ્મલેખ મ્હારે લલાટ,
યમુનાઘાટ, ત્ય્હાં મળશું.
આવજો—આવજો યમુનાઘાટ, ત્ય્હાં મળશું;
આવજો—આવજો, હઈડાં લાવજો, ત્ય્હાં ચરાવજો,
રસયમુનાને ઘાટ, ત્ય્હાં મળશું.

## ૬ઃ બતાવો-બતાવો કોઈ



દેવનાં તો દ્વાર હો ! બતાવો-બતાવો કોઇ;
ભૂલ્યાંને તો બાર હો ! બતાવો-બતાવો કોઇ;
બતાવો-બતાવો કોઇ.

હતી દિનની પ્રભા, સન્ધ્યા પડી ત્હેમાં;
ઉડી સન્ધ્યા ય, આ મધરાતનાં વન હો !

જગતની મેઘલી જામી ગગનભરમાં;
ડૂબ્યા જ્યોતિ જીવનના, એ જગાવો કો.

જગાવો-જગાવો કોઈ;
જગાવો-જગાવો કોઇ;

ભૂલ્યાંને તો બાર હો ! બતાવો-બતાવો કોઈ;
દેવનાં તો દ્વાર હો ! બતાવો-બતાવો કોઇ.



## ૭ : બાર ઉઘાડ



પ્રભો ! પાય લાગું, ત્હારાં બાર ઉઘાડ.
બાર ઉઘાડ, ત્હારાં બાર ઉઘાડ;
બાર ઉઘાડઃ
    પ્રભો ! પાય લાગું, ત્હારાં બાર ઉઘાડ.

પાલવ ઢાળું, પ્રાણ ઓવારૂં;
    ગેબથી પધારી ત્હારાં બાર ઉઘાડઃ
    પ્રભો ! પાય લાગું, ત્હારાં બાર ઉઘાડ.

દિવસો દોહ્યલ વીતિયા, મુખઝંખવતા માસ;
વરસો વીત્યાં વિતકનાંઃ આશા થાય નિરાશ.

બાર ઉઘાડઃ
    પ્રભો ! પાય લાગું, ત્હારાં બાર ઉઘાડ.



## ૮ : આવો, આવો પૂજન કાજ

આવો, આવો પૂજન કાજ, આવો, આવો !
ભક્ત ! જ્ઞાની ! યોગી ! તપસ્વી !
પૂજન કાજ આવો, આવો !
ગાઓ, ગાઓ મહિમાગીત, ગાઓ, ગાઓ !
ઋષિ ! કવિ ! દ્રષ્ટા ! પયગમ્બર !
મહિમાગીત ગાઓ, ગાઓ !
ગાઓ, ગાઓ !
સચ્ચિદાનન્દ ! સચ્ચિદાનન્દ ! ઓમ્ સચ્ચિદાનન્દ !

આવો, આવો પૂજન કાજ, આવો, આવો !

૨

બુદ્ધિ, હૃદય, તિમિર, તાપ; સ્થૂલ, સૂક્ષ્મ, પુણ્ય, પાપ;
રસ–ભાવ–સૌન્દર્ય કેરી વિવેકદૃષ્ટિઓ:
જડચેતનની જીવન્ત અસ્તિત્વવાણુ
એ જ ભાખે, એ જ ઉચ્ચારે જીવનશબ્દે:
પ્રભો ! તું છે; પરબ્રહ્મ ! તું છે.
પૃથ્વીપટની વનરાજી; વ્યોમતટની તેજરાજી;
પુષ્પ, પત્રો, સૂર્ય, ચન્દ્ર, ને વ્યોમગંગા:
વિશ્વકુળની સકળ વિરાટવાણુ
એ જ ભાખે, એ જ ઉચ્ચારે તેજસ્શબ્દે:
બ્રહ્માંડ બ્રહ્મનું પરમ મન્દિર છે.

ભક્તિ, ધ્યાન, પૂજન, યોગ; સમાધિના ચેતનતરંગ;
સન્ત જનના અમીમધુર જીવનપરાગઃ
ગહનતાની ગહન આનન્દવાણુ
એ જ ભાખે, એ જ ઉચ્ચારે ગહન શબ્દેઃ
સચ્ચિદાનન્દ ! સચ્ચિદાનન્દ ! ઓમ્ સચ્ચિદાનન્દ !

આવો, આવો પૂજન કાજ, આવો, આવો !

૩

પંચેન્દ્રિયની પંચજયોત અખંડ આરતી;
ક્ષણ ક્ષણ, દિવસ દિવસ; ઋતુ ઋતુ, જીવન જીવનઃ
કર્મયોગનાં નૈવેદ્ય, જ્ઞાનયોગના ધૂપદીપ;
ધ્યાનયોગના પૂર્ણજ્યોત દર્શન ને સાક્ષાત્કાર;

એ જ ભક્તિ, એ જ પૂજા, એ જ મહિમાગાન;
એ જ પુણ્ય, એ જ સાધુત્વ, એ જ મહ સંન્યાસ;
એ જ ભવનો મન્ત્ર, એ જ ભવનું શાસ્ત્ર;
એ જ તપ, એ જ યોગ, એ જ આયુષ્યવેદ :
એ જ બ્રહ્મનું બ્રહ્મસમર્પણ.
માંડો, માંડો એહ જીવનયજ્ઞ,
સન્તન ! એહ જીવનમોક્ષ.
સચ્ચિદાનન્દ ! સચ્ચિદાનન્દ ! ઓમ્ સચ્ચિદાનન્દ !
આવો, આવો પૂજન કાજ, આવો, આવો !



## ૯ : બ્રહ્મભૂલ્યાં નરનાર



ભજન કરી લ્યો રે !
ભજન કરી લ્યો રે !

અહો ! બ્રહ્મભૂલ્યાં નરનાર !
અહો ! ભવજલનાં તરનાર !
ભજન કરી લ્યો રે !—

સભર ભરી લ્યો રે !
સભર ભરી લ્યો રે !

કંઈ બ્રહ્મગીતે સંસાર.
અહો ! ભવજલનાં તરનાર !
ભજન કરી લ્યો રે !—

દિવસ ઉગે, બપ્પોર તપે, ને
રાત ન થંભે લગીર;
પળ પળ ક્ષણુ ક્ષણુ જાય વહી,
જ્યમ નદીઓ કેરાં નીરઃ
ભજન કરી લ્યો રે !

ઉંઘમાં પોઢયાં, ને સ્વપ્નાં લાધ્યાં,
દીઠ સ્વપ્નાંમાં ફકીર;
જાગીને જોયું તો આપણુ
સહુ આત્માના અમીરઃ
ભજન કરી લ્યો રે !

સરોવરિયા થકી સાગર મ્હોટો,
ને સાગરથી વડું વ્યોમ;
વ્યોમ સકળ ભરીને પર વિલસે
પરમ બ્રહ્મની ભોમઃ
ભજન કરી લ્યો રે !

## ૧૦ : હરિનાં દર્શન

卐

મ્હારાં નયણાંની આળસ રે, ન નિરખ્યા હરિને જરી;
એક મટકું ન માંડયું રે, ન ઠરિયાં આંખી કરી.

શોકમોહના અગ્નિ રે તપે, ત્હેમાં તપ્ત થયાં:
નથી દેવનાં દર્શન રે કીધાં, ત્હેમાં રક્ત રહ્યાં.

પ્રભુ સઘળે વિરાજે રે, સુજનમાં સભર ભર્યા;
નથી અણુ પણ ખાલી રે, ચરાચરમાં ઉભર્યા.

નાથ ગગનના જેવા રે, સદા મ્હને છાઇ રહે;
નાથ વાયુની પેઠે રે સદા મુજ ઉરમાં વહે.

જરા ઉઘડે આંખડલી રે, તો સન્મુખ તેહ તદા;
બ્રહ્મ બ્રહ્માંડઅળગા રે ઘડી યે ન થાય કદા.

પણ પૃથ્વીનાં પડળો રે, શી ગમ રહેને ચેતનની ?
જીવે સો વર્ષ ધૂવડ રે, ન ગમ રહો યે કંઈ દિનની.

સ્વામી સાગર સરિખા રે, નજરમાં ન માય કદી;
જીભ થાકીને વિરમે રે, 'વિરાટ' 'વિરાટ' વદી.

પેલાં દિવ્ય લોચનિયાં રે પ્રભુ ! ક્‌હારે ઉઘડશે ?
આવાં ઘોર અન્ધારાં રે પ્રભુ ! ક્‌હારે ઉતરશે ?

નાથ ! એટલી અરજી રે, ઉપાડો જડપડદા;
નેનાં ! નિરખો ઊંડેરૂ રે, હરિવર દરસે સદા.

આંખ ! આળસ છાંડો રે, ઠરો એક ઝાંખી કરી;
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નિરખો હરિ.



## ૧૧ : હરિ ! આવોને



૧. આ વસન્ત ખીલે શતપાંખડી, હરિ ! આવોને;
આ સૃષ્ટિએ ધરિયા સોહાગ; હવે તો હરિ ! આવોને.
આ વિશ્વ વદે છે વધામણી, હરિ ! આવોને;
આવી વાંચો અમારાં સૌભાગ્ય; હવે તો હરિ ! આવોને.

૨. આ ચન્દરવો કરે ચન્દની, હરિ ! આવોને;
વેર્યાં તારલિયાનાં ફૂલ; હવે તો હરિ ! આવોને.
પ્રભુ ! પાથરણાં દઇશ પ્રેમનાં, હરિ ! આવોને;
દિલ વારી કરીશ સહુ ડૂલ; હવે તો હરિ ! આવોને.

૩. આ જળમાં ઉઘડે પોયણાં, હરિ ! આવોને;
એવા ઉઘડે હૈયાના ભાવ; હવે તો હરિ ! આવોને.
આ માથે મયંકનો મણિ તપે, હરિ ! આવોને;
એવા આવો, જીવનમણિ માવ ! હવે તો હરિ ! આવોને.

૪. આ ચન્દની ભરી છે તળાવડી, હરિ ! આવોને;
ફૂલડિયે બાંધી પાજ; હવે તો હરિ ! આવોને.
આ આસોપાલવને છાંયડે હરિ ! આવોને;
મનમહેરામણ મહારાજ ! હવે તો હરિ ! આવોને.

૫. મ્હારે સૂની આયુષ્યની શેરીઓ, હરિ ! આવોને;
મ્હારે સૂની સૌ જીવનની વાટ; હવે તો હરિ ! આવોને.
મ્હારા કાળજ કેરી કુંજમાં હરિ ! આવોને;
મ્હારા આતમસરોવર ઘાટ હવે તો હરિ ! આવોને.



## ૧૨ : પ્રેમનો સંચાર

( બંગાળીમાંથી ભાષાન્તર )



ક્યહારે થશે હવે પ્રેમનો સંચાર ?
થઇશું પૂર્ણકામ, બોલશું હરિનામ,
નયને વહતાં હર્ષઅશ્રુધાર ?
ક્યહારે થશે હવે પ્રેમનો સંચાર ? ધ્રુવ

ક્યહારે થાશે અમ શુદ્ધ પ્રાણમન ?
ક્યહારે જાશું હવે સ્નેહવૃન્દાવન ?
સંસારબન્ધન બનશે વિમોચન ?
જ્ઞાનાંજને ફિટશે લોચનઅન્ધાર ?
ક્યહારે થશે હવે પ્રેમનો સંચાર ?

કરશે પારસમણિ ક્યારે સ્પર્શન ?
લોહમયી દેહ થઈ રહેશે કાંચન !
હરિમય વિશ્વનું કરીશું દર્શન ?
લોટીશું ભક્તિને પન્થે અનિવાર ?
ક્યારે થશે હવે પ્રેમનો સંચાર ?

હાય ! ક્યારે જાશે અમ ધરમકરમ ?
ક્યારે જાશે જાતિકુલના ભરમ ?
ક્યારે જાશે ભવભાવના શરમ ?
પરિહરી અભિમાન લોકાચાર ?
ક્યારે થશે હવે પ્રેમનો સંચાર ?

ચોળી સર્વ અંગે ભક્તચરણધૂલિ,
સ્કન્ધે સદા ધરી વૈરાગ્યની ઝોળી,
પીશું પ્રેમવારી બન્ને કરો ભેળી
અંજલિ અંજલિ પ્રેમયમુનાપારઃ
ક્યારે થશે હવે પ્રેમનો સંચાર ?

પ્રેમમસ્ત થઈ હસીશું-રડીશું,
સચ્ચિદાનન્દને સાગર તરીશું;
મસ્ત બની મસ્ત સર્વને કરીશુંઃ
હરિપદે નિત્ય વિહરશું વિહાર;
ક્યારે થશે હવે પ્રેમનો સંચાર ?

❧

## ૧૩ : પ્રેમનો પદારથ



પ્રેમનો પદારથ પારખો, રે પરખન્દા સન્તો !
કામનાનાં કૌવચ ઓળખો, રે પરખન્દા સન્તો !

આ શુક્ર ઉગ્યો, ને ગુરુ ઉગ્યો,
ત્હો ય અજવાળાં આભે ન થાય;

પણ ચન્દ્ર ઉગ્યે સોળપાંખડી
પેલાં અન્ધારાં રાતનાં ધોવાય
રે પરખન્દા સન્તો !

કામનાનાં કૌવચ ઓળખો, રે પરખન્દા સન્તો !
પ્રેમનો હીરલો પારખો, રે પરખન્દા સન્તો !



## ૧૪: સિન્ધુનીરે

(બંગાળીમાંથી ભાષાંતર)



સચ્ચિદાનન્દસિન્ધુનીરે પ્રેમાનન્દની લહરીઃ
મહાભાવ રસલીલા શી માધુરી ! વારી ! વારી !
સચ્ચિદાનન્દસિન્ધુનીરે. ધ્રુવ

વિવિધ વિલાસ રસપ્રસંગ, કેવા અભિનવ ભાવતરંગ !
ડૂબે છે, ઉઠે છે, કરે છે રંગ નવીન નવીન રૂપ ધરી !
સચ્ચિદાનન્દસિન્ધુનીરે.

મહાલોકે સમુદાય એકાકાર થઇ રહ્યો;
દેશ કાળ વિવિધતા ભેદાભેદ દૂર થયોઃ
સચ્ચિદાનન્દસિન્ધુનીરે.

હવે આનન્દે માતા થઈ,
બે બાહુ ઉછાળી,
બોલો રે મન ! હરિ હરિઃ
સચ્ચિદાનન્દસિન્ધુનીરે.



## ૧૫ : પ્રેમાનન્દજ્યોત

પ્રેમાનન્દજ્યોત જાગી આજ પ્રેમમન્દિરે;
પુણ્યનાં પ્રારબ્ધ નેને દેવના દીવા કરે:
પ્રેમાનન્દજ્યોત જાગી આજ પ્રેમમન્દિરે.

શુભના સન્દેશ વાયા, આવ્યા પ્રેમજોગીરાયા;
અમૃતની ભરતી દિલની ઉર્મિઉર્મિએ તરે:
પ્રેમાનન્દજ્યોત જાગી આજ પ્રેમમન્દિરે.

ગેબગેબમાંથી ગુંજે પડઘા આ પ્રેમકુંજે;
પ્રેમદેવની ધૂમે છે આરતી ઉરે ઉરે:
પ્રેમાનન્દજ્યોત જાગી આજ પ્રેમમન્દિરે.

## ૧૬ : પ્રેમકુંજની ઘટાઓ



અહો ! જગતઝાળમાં તપ્યાં તપસ્વીઓ !
આત્મછાંયડીને શોધતા મુમુક્ષુઓ !

પ્રેમકુંજની ઘટાઓ છે સોહામણી,
રસની વાડીની વસન્ત છે રળિયામણી.

મંહીં પ્રેમ કેરા ભવ્ય જગતપ્રાણ છે,
મંહીં સનાતન તીર્થ ને કલ્યાણ છે.

રમણભોમ શી વિશાળ છે અગાસીઓ,
ત્હાં પધારજો, રસપન્થનાં પ્રવાસીઓ !

પરમ પ્રેમનાં પૂજારી હો તે આવજો !
હૃદયથાળમાં પૂજાપો ભરી લાવજો !



## ૧૭ : પ્રેમને હિંડોલે



જગત ઝૂલે રસઝોલેઃ
અદ્‌ભુત કો પ્રેમને હિંડોલે, હિંડોલે, હિંડોલેઃ
ઝૂલે રસઝોલે.

ભરતી અનન્ત ડોલે,
બ્રહ્માંડો ઝીંજે છોળે;
પરબ્રહ્મ કેરે ખોળેઃ

ઉરે-ઉરે કોકિલા કો બોલે, કલ્લોલે, કિલ્લોલેઃ
ઝૂલે રસઝોલે.
અદ્‌ભુત કો પ્રેમને હિંડોલે, હિંડોલે, હિંડોલેઃ
ઝૂલે રસઝોલે..

卐

## ૧૮ : અહો પ્રેમજ્યોતિ !



અહો પ્રેમજ્યોતિ ! પરમ પ્રેમજ્યોતિ !
મહાવિશ્વ તુજ આરતી વધાવે;
ચારુ રવિચન્દ્રની કાન્તિને ઝંખવે
તુજ શિખા એવી જગ આવે. ધ્રુવ

આત્મનાં કિરણ જગદાત્મનાં કિરણ શું
આયુભરની ગૂંથે ગ્રન્થી;
જ્યોત શું જ્યોત ભળી હોય ઉદ્યોત,
એ ઓળખે પ્રેમનાં પન્થીઃ
અહો પ્રેમજ્યોતિ ! પરમ પ્રેમજ્યોતિ !

હૃદયને ધામ, ને નયનને ગોખ,
ને ગગનની અગાસીને ખોળે,
સકળ રસસાર સંસારસિંહાસને
ડોલતા દીપ અમી ઢોળેઃ
અહો પ્રેમજ્યોતિ ! પરમ પ્રેમજ્યોતિ !



## ૧૯ : જયતિ જય જય, પ્રભો !



૧, જયતિ જય-જય, પ્રભો ! જયતિ જય-જય, પ્રભો !
જયતિ જય-જય, જગજ્જ્યોતિ !
જય, વિભો ! જય, પ્રભો ! સતત જય-જય, પ્રભો !
પરમ જય-જય, પરમ ધોતિ !
પ્રભો ! જયતિ જય-જય, પ્રભો !

૨, રજનીને રજનીપતિ, દિવસને દિનમણિ,
તેજના ઓઘથી વધાવે;
દિશદિશે ઝળહળે દેવ ! તુજ દીવડા,
ત્હારી જયજ્યોત ઝળકાવે:
પ્રભો ! જયતિ જય-જય, પ્રભો !

૩, પવન પરિમલ વહે અતુલ ' જય ' શબ્દના,
પંખીગણ મધુર ગુંજારે;
ગગનને પાટ આ ગહન ભેદાવલિ
અમર જયમન્ત્ર ઉચ્ચારે:
પ્રભો ! જયતિ જય-જય, પ્રભો !

૪, સૃજનના અણુઅણુ કેરી કિરણાવલિ
રમતી ને ઘૂમતી રસછોળે;
સહુ દિશાકાળ-ઇતિહાસ-શબ્દાવલિ
' જય, પ્રભો ! ' ' જય પ્રભો ! ' બોલે:
પ્રભો ! જયતિ જય-જય, પ્રભો !



## ૨૦ : બ્રહ્માંડ કહે છે કે બ્રહ્મ છે



અહો ! ધન્ય-ધન્ય હો !
બ્રહ્માંડ કહે છે કે બ્રહ્મ છે;
અહો ! ધન્ય-ધન્ય ! હો !
દુનિયા કહે છે કે દેવ છે.

વડાં પાથર્યાં આભનાં પત્ર કાળાં,
લખી તેજના શબ્દથી મન્ત્રમાળા;
દિશાકાળદોરે ગૂંથ્યા સૌ અગોળે;
મહાગ્રન્થ બ્રહ્માંડનો બ્રહ્મ બોલે.

અહો ! ધન્ય-ધન્ય હો !
બ્રહ્માંડ કહે છે કે બ્રહ્મ છે.



## ૨૧ : પરમ ધન



પરમ ધન પ્રભુનાં લેજો, લોક !

રૂપું ધન, ધન સોનું,
હો અબધૂત ! હીરા મોતી ઝવેર,
હો અબધૂત ! હીરા મોતી ઝવેર;
સત્તા ધન, ધન જોબનઃચળ સહુ;
અચળ બ્રહ્મની લહેર;
પરમ ધન પ્રભુનાં લેજો, લોક !

નહીં સૂરજ, નહીં ચન્દ્ર,
હો અબધૂત ! નહીં વીજળીચમકાર,
હો અબધૂત ! નહીં વીજળીચમકાર;
અગમનિગમની યે પાર, અપાર એ
બ્રહ્મ તણા ભંડાર;
પરમ ધન પ્રભુનાં લેજો, લોક !

દૂર થકી પણ દૂર,
હો અબધૂત ! પ્રાણ થકી પણ પાસ,
હો અબધૂત ! પ્રાણ થકી પણ પાસ;
ઉગે તપે કે આથમતાં યે
એ ધન છે અવિનાશઃ
પરમ ધન પ્રભુનાં લેજો, લોક !

## ૨૨ : સ્તુતિનું અષ્ટક



પ્રભો ! અન્તર્યામી ! જીવન જીવના ! દીનશરણ !
પિતા ! માતા ! બન્ધુ ! અનુપમ સખા ! હિતકરણ
પ્રભા, કીર્તિ, કાન્તિ, ધન, વિભવ, સર્વસ્વ જનના !
નમું છું, વન્દું છું, વિમળમુખ સ્વામી જગતના !

સહુ અદ્‌ભુતોમાં તુજ સ્વરૂપ અદ્‌ભુત નિરખું,
મહાજ્યોતિ જેવું નયન શશિ ને સૂર્ય સરખું;
દિશાની ગુફાઓ, પૃથિવિ, ઉંડું આકાશ ભરતો,
પ્રભો ! તે સૌથી યે પર પરમ તું દૂર ઉડતો.

પ્રભો ! તું આદિ છે, શુચિ પુરુષ પુરાણ તું જ છે,
તું સૃષ્ટિ ધારે છે, સૃજનપ્રલયે નાથ ! તું જ છે;
અમારા ધર્મોનો અહર્નિશ ગોપાલ તું જ છે,
અપાપી–પાપીનું શિવસદન કલ્યાણ તું જ છે.

•પિતા છે એકાકી જડ સકળ ને ચેતન તણો,
ગુરુ છે, મ્હોટો છે, જનકુળ તણો પૂજ્ય તું ઘણો;
ત્રણે લોકે, દેવા! નથી તુજ સમો અન્ય, ન થશે,
વિભુરાયા! તુંથી અધિક પછી તો કોણ જ હશે?

•વસે બ્રહ્માંડોમાં, અમ ઉર વિશે વાસ વસતો,
તું આઘેમાં આઘે, પણ સમીપમાં નિત્ય હસતો;
નમું આત્મા ઢાળી, નમન લળતી દેહ નમજો,
નમું કોટી વારે, વળી પ્રભુ! નમસ્કાર જ હજો.

•અસત્યો માંહીથી પ્રભુ! પરમ સત્યે તું લઇ જા,
ઊંડા અન્ધારેથી પ્રભુ! પરમ તેજે તું લઈ જા;
મહામૃત્યુમાંથી અમૃત સમીપે નાથ! લઇ જા,
તું હીણો હું છું, તો તુજ દરસનાં દાન દઇ જા.

પિતા! પેલો આઘે જગત વીંટતો સાગર રહે,
અને વેગે પાણી સકલ નદનાં તે ગમ વહે;
•વહો એવી નિત્યે અમ જીવનની સર્વ ઝરણી
દયાના, પુણ્યોના તુજ પ્રભુ! મહાસાગર ભણી.

•ચતું જે કાયાથી, ઘડીક ઘડી વાણીથી ઉચરૂં,
કૃતિ ઇન્દ્રિયોની, મુજ મન વિશે, ભાવ જ સ્મરૂં,
સ્વભાવે, બુદ્ધિથી, શુભ અશુભ જે કાંઈક કરૂં,
ક્ષમાદૃષ્ટે જોજો, તુજ ચરણમાં નાથજી! ધરૂં.

## ૨૩ : જય ત્રિભુવનેશ્વરી !



જય ત્રિભુવનેશ્વરી !
જય લોકલોકની વિધાત્રી ! જય મહેશ્વરી ! ધ્રુવ.

જય સદ્‌બુદ્ધિ ! સ્મૃતિ ! ધૃતિ ! જય પુણ્યપ્રેરણા !
જય ત્રિગુણાત્મનિ માયા ! જય જગઆદેશના !
જય મહાશક્તિ ! દુર્ગે ! જય વિશ્વચેતના !
જય ત્રિભુવનેશ્વરી !

જય આશાપૂરિ ! સહુપ્રકાશિનિ ! પૂર્ણકલા હો !
જય જીવનશ્રી ! સુન્દરતા ! સ્વર્ગસુધા હો !
જય બ્રહ્મલીલા ! બ્રહ્મછાયા ! બ્રહ્મપ્રભા હો !
જય ત્રિભુવનેશ્વરી !

જય શ્રદ્ધે ! જયધ્વજધારી વિશ્વવિજયિની !
જય ધાત્રી વિભુ વિરાટની ! જય સર્વપાવની !
જય જગજ્જનની અમ્બે ! જય બ્રહ્મસ્વામિની !
જય ત્રિભુવનેશ્વરી !



## ૨૪ : મન્દિર દો



મન્દિર દો, દેવ ! મન્દિર દો .

અવનીમાં મન્દિર મોંઘાં, હો દેવ ! મન્દિર દો;
પાપ કેરાં પારણાં સોંઘાં, હો દેવ ! મન્દિર દો.

ઉંધ્યાના અરુણદદામા, હો દેવ ! મન્દિર દો;
જગતના થાકના વિસામા, હો દેવ મન્દિર દો.

વાગ્યાના વ્રણને રૂઝાવા, હો દેવ ! મન્દિર દો;
વિષની ઉતારપ્યાલી પાવા, હો દેવ ! મન્દિર દો.

સ્નેહીની શેરીએ ઉભાં, હો દેવ ! મન્દિર દો;
ભિક્ષા ન દીધ અને દૂભ્યાં, હો દેવ મન્દિર દો.

અમૃતરસથી ભીંજેલાં હો દેવ ! મન્દિર દો;
સૌન્દર્યફૂલડે સજેલાં હો દેવ ! મન્દિર દો.

આત્માની ઊંડી અભિલાષા, હો દેવ ! મન્દિર દો;
અણુપૂરી એક પૂરો આશા, હો દેવ ! મન્દિર દો.

પુણ્યનાં પુષ્પ શી દેહનાં હો દેવ ! મન્દિર દો;
સાત્ત્વિક નિર્મળ સ્નેહનાં હો દેવ ! મન્દિર દો.

આથમશે ને અમે જાશું, હો દેવ ! મન્દિર દો;
નાથને નેહ ક્યહારે ન્હાશું ? હો દેવ ! મન્દિર દો.

દુનિયામાં દેવ એક દીઠા, હો દેવ ! મન્દિર દો;
દુનિયાના દેવ મ્હારે મીઠા, હો દેવ ! મન્દિર દો.

અવનીનાં મન્દિર મોંઘાં, હો દેવ ! મન્દિર દો;
પ્રભુજીનાં મન્દિરો સોંઘાં, હો દેવ ! મન્દિર દો.

માનવી-માનવીને હઇએ, હો દેવ ! મન્દિર દો;
દેહી છતાં ય દેવ થઇએ, હો દેવ ! મન્દિર દો.



## ૨૫ : અન્તરમાં અજવાળાં

મ્હારે અન્તરમાં અજવાળાં, મંહિ મ્હાલે સીતારામ.

જગતને જોતું, જોઈ અંજાતું,
એ નયને નહિ નિરખાય
સીતારામ !
મ્હારે અન્તરમાં અજવાળાં !

મોતીની માળામાં મનડું લોભાણું
એ પ્રાણે નહિ પરખાય
સીતારામ !
મ્હારે અન્તરમાં અજવાળાં !

હૈયાં ઉઘાડે હરિના સન્તોને કારણે
એ આતમથી ઓળખાય
સીતારામ !
મ્હારે અન્તરમાં અજવાળાં !

મ્હારે અન્તરમાં અજવાળાં, મંહિ મ્હાલે સીતારામ.

卐

## ૨૯ : સાચના સીપાઈ



સાચના સીપાઈ,
અમે સાચના સીપાઈ,
સાચ અમારી તરવારે;
ને સાચની બાંધી સવાઇઃ
અમે સાચના સીપાઈ.

સાચ અમારા લ્હેડવૈયા,
તે લ્હેડશે સાચલ્હેડાઇ;
સુણો, અમારાં બ્યૂગલ વાગે,
સાચની હાક છવાઇઃ
અમે સાચના સીપાઈ

જૂઓ, અમારી ધજા ફરફરે,
સાચની લહેરો વાઇ;
જામે સાચનું લશ્કર સઘળે,
આવો ત્હમે ય, ભાઈ!
અમે સાચના સીપાઈ.



## ૨૭ : દુઃખસુખ

દુઃખસુખ આવે રે તે સ્હેજો !
માજીનાં ચરણકમળમાં રહેજો !

દુઃખસુખ આવે રે તે સ્હેજો !

સુખડાં તરતાં રે રૂડાં છે,
દુઃખડાં પાછળ રે ઊંડાં છે;
માજીના ઊંડારૂડા સન્દેશ

દુઃખસુખ આવે રે તે સ્હેજો !

સુખડાંની શોભા રે સુલભ છે,
દુઃખડાંના હેતુ રે ગહન છે;
માજીના ગહનસુલભ આદેશ

દુઃખસુખ આવે રે તે સ્હેજો !

મા ! તુજ પ્રેમળ રે રચના છે,
મા ! તુજ સહર્ષ રે ઘટના છે;
મા ! તુજ સહર્ષપ્રેમળ નિવેશ
દુઃખસુખ આવે રે તે સ્હેશું;
મા ! તુજ ચરણકમળમાં રૂહેશું;
દુઃખસુખ આવે રે, મા ! સ્હેશું.

## ૨૮ : મીરાં ને મહારાણો



૧. ‘જાવ’ કહેશો તો અમે જાશું, મહારાણા !
પગલાં પશ્ચિમ મહીં માંડશું;
મેવાડથી જ ઓળખાશું, મહારાણા !
‘જાવ’ કહેશો તો અમે જાશું.

૨. આથમણે અવનીના છેડા, મહારાણા !
આથમણે રવિશશી આથમે;
આથમણે જઈ આથમીશું, મહારાણા !
‘જાવ’ કહેશો તો અમે જાશું.

૩. ક્ષત્રિયચક્ર ચહુ દિશમાં, મહારાણા !
આરાવલીના વચ્ચે ઓટલા;
શીશોદિયા–સિંહ ગાજે, મહારાણા !
ગાજે ને ગજવે રાજસ્થાને.

૪. દેવળ દેવળ દીવા, મહારાણા !
ગગને તારલિયા ને ચન્દ્રમા;
આછા–અદકાં એ ઉજિયારાં, મહારાણા !
સૂરજ ઉગ્યે દિન ઉગશે.

૫. એકલડો ને અલબેલો, મહારાણા !
ગિરિ માથે ગઢ છે ચિતોડનો;
એકલડાં એમ ઉભીશું, મહારાણા !
મેવાડની કીર્તિ કેરી દીવડી.

## ૨૯ : આવો–આવો, ધર્મ સોહાગીના સંઘ !



આવો, આવો, ધર્મસોહાગીના સંઘ ! હરિના હોય ઓરતા રે લોલ;
આવો, કહું ધર્મકુમારની ધન્ય સનાતન વારતા રે લોલ.

સખિ ! પેલાં નીલવાદળિયાં આભ અનન્તને ઉચ્ચરે રે લોલ;
સખિ ! એને હૈયે રહેતી હિમવાન અગમ્યની વાતો કરે રે લોલ.

સખિ ! ત્હાં અગમનિગમના ઓઘ સમી નદીઓ વહે રે લોલ;
સખિ ! ત્હાં જ્ઞાનકુટીરની માંહ્ય ઋષિ–તપસી રહે રે લોલ.

સખિ ! રચે ઘેરગંભીર મહાવંન માયાવી ભૂલભૂલામણી રે લોલ;
સખિ ! ત્હાં ઘાટે ઘાટે તીર્થ, તપોવન તપની ધૂણી રે લોલ.

સખિ ! ત્હાં શ્રુતિસ્મૃતિનો મહાશબ્દ સમીરમાં ગાજતો રે લોલ;
સખિ ! એવો અમુલખ ઉત્તરાખંડ હળ્યો બ્રહ્મવાડી સમો રે લોલ.

સખિ ! એ બ્રહ્મવાડીને ચોક ફૂલ્યાં બ્રહ્મફૂલડાં રે લોલ;
સખિ ! એના પાવન બ્રહ્મપરાગ ધરતી ભરીને ઉડ્યા રે લોલ.

સખિ ! ત્હાં પ્રગટ્યા ધર્મકુમાર પાંખડીએ પુણ્યની રે લોલ;
સખિ ! એની સ્ફુરતી ધર્મસુવાસ કે ધર્મારણ્યની રે લોલ.

સખિ ! કરી તીરથતીરથના ઘાટ, તીર્થોદક ઝીલતા રે લોલ,
સખિ ! આવી વસિયા બ્રહ્મકુમાર સાગરની સીમમાં રે લોલ.

સખિ ! જ્યહાં ઘોરમતી ઘમઘોર કે જળની ઝાડીઓ રે લોલ;
સખિ ! જ્યહાં આથમના રવિદેવે કે પગથી પાડીઓ રે લોલ

સખિ ! જ્યહાં વમતા જાદવરાય જગતસોહામણા રે લોલ,
સખિ ! જ્યહા પચ્ચાસ સદીની વાતો વદે નિધિઘોષણા રે લોલ

સખિ ! હતો ઉત્તરાખંડનો એક કે મઠ જ્ઞાન વૈરાગ્યનો રે લોલ,
સખિ ! ત્યહા વસિયા ધર્મકુમાર, મુગટ ધરી ધર્મનો રે લોલ.

સખિ ! જેમ પૂર્વથી જઇ પશ્ચિમ પ્રભાકર ઢળે અભા રે લોલ,
સખિ ! એમ સરયૂનીર ગુજરાતે વહાવી વર્ષ્યા ઉભા રે લોલ.

સખિ ! એના પ્રેમભક્તિના જળે સરોવર છલી વળ્યાં રે લોલ;
સખિ ! મહિ મત્સંગીના સઘ કે ન્હાઇ થાય નિર્મળા રે લોલ.

સખિ ! ધન્ય, ધન્ય એ બ્રહ્મકુમાર, કે બ્રહ્મરસિયાં કીધા રે લોલ,
સખિ ! ધન્ય ધન્ય એ ધર્મકુમાર, ધરણીને ધર્મ દીધા રે લોલ.



## ૩૦ : ધર્મ અનેક છે રે

ધર્મ અનેક છે રે, શાસ્ત્ર અનેક છે રે,
સહુનો હરિવર છે એ એક;
દેશ અનેક છે રે, લોક અનેક છે રે,
સહુનો હરિવર છે એ એક.

પૂરવ પ્રણમો, પશ્ચિમ પ્રણમો,
પ્રણમો સહવાર—સામ;
મન્દિર કે મસ્જિદમાં પ્રણમો:
'સહુ એને જ પ્રણામ.

દેવળો અનેક છે રે, સહુમાં વહતો વાયુ એક;
આભ અનેક છે રે, સહુને ભરતો સૂરજ એક:
એ સહુ અનેકમાં એ એક.'

## ૩૧ : બ્રહ્મચારી



બ્રહ્મચારી રે હો ! બ્રહ્મચારી,
અમે બ્રહ્માંડનાથના બ્રહ્મચારી;
અમે નિરવધિ બ્રહ્મના બ્રહ્મચારી.

૨

બ્રહ્મચારી રે હો ! બ્રહ્મચારી,
અમે આયુષ્યના આનન્દ બ્રહ્મચારી;
અમે રજનીમાં ચન્દ્રદેવ બ્રહ્મચારી;
અમે જગના જયન્તરાજ બ્રહ્મચારી;
અમે ન્હાનડિયા નટવર બ્રહ્મચારી;
અમે શંકરના શિષ્ય સમા બ્રહ્મચારી;
અમે મ્હોરન્તા આંબલા બ્રહ્મચારી.

૩

બ્રહ્મચારી રે હો ! બ્રહ્મચારી,
અમે બ્રહ્માની કુંવરીના બ્રહ્મચારી;
અમે વિશ્વની વીણાના બ્રહ્મચારી;
અમે સમસ્ત જ્ઞાનના બ્રહ્મચારી;
અમે હરિવરના ચેલા બ્રહ્મચારી;

અમે ભાવિને પૂજનાર બ્રહ્મચારી;
અમે પૃથ્વીમાં પરવરતા બ્રહ્મચારી.

૪

બ્રહ્મચારી રે હો ! બ્રહ્મચારી,
અમે ભરતગોત્રના બ્રહ્મચારી;
અમે આર્યોના પોતરા બ્રહ્મચારી;
અમે લવકુશના વીરા બ્રહ્મચારી;
અમે જને-વને ઝૂઝનાર બ્રહ્મચારી;
અમે ઋષિઓનાં સન્તાન બ્રહ્મચારી;
અમે આત્માના ખોજનાર બ્રહ્મચારી;
અમે વેદોના વારસ બ્રહ્મચારી.

૫

બ્રહ્મચારી રે હો ! બ્રહ્મચારી,
અમે માતૃપિતૃદેવના બ્રહ્મચારી;
અમે અતિથિઆચાર્યના બ્રહ્મચારી;
અમે સત્યના વ્રતિયા બ્રહ્મચારી;
અમે ધર્મના તીર્થના બ્રહ્મચારી;
અમે પરમ પન્થના બ્રહ્મચારી;
અમે યોગના યાત્રાળુ બ્રહ્મચારી;
અમે અનાહત નાદના બ્રહ્મચારી;
અમે બાળુડા તપસ્વી બ્રહ્મચારી;
અમે દેવના દેવત્વના બ્રહ્મચારી;
અમે અગમ્ય દેશના બ્રહ્મચારી.

૬

બ્રહ્મચારી રે હો ! બ્રહ્મચારી;
અમે બ્રહ્મત્વ કેરા બ્રહ્મચારી;
અમે જનતાના બ્રાહ્મણ બ્રહ્મચારી;
અમે વનવન કલ્લોલતા બ્રહ્મચારી:
અમે પ્રભુના પનોતા બ્રહ્મચારી;
અમે સંસારી સાધુ બ્રહ્મચારી;
અમે જગના જોગન્દર બ્રહ્મચારી;
અમે અલખના અવધૂત બ્રહ્મચારી.

૭

બ્રહ્મચારી રે હો ! બ્રહ્મચારી;
અમે ભણતા–ભણાવતા બ્રહ્મચારી;
અમે લોકસેવાના બ્રહ્મચારી;
અમે પુણ્યજીવનના બ્રહ્મચારી;
અમે પ્રારબ્ધ ઘડનાર બ્રહ્મચારી;
અમે ઇતિહાસ ખેલનાર બ્રહ્મચારી;
મહાકાળના ઘાટના બ્રહ્મચારી.

૮

બ્રહ્મચારી રે હો ! બ્રહ્મચારી;
અમે બ્રહ્માંડદેવના બ્રહ્મચારી;
અમે આનન્દબ્રહ્મના બ્રહ્મચારી.

## ૩૨ : જગતના ભાસ

જોજો, જોજો, જગતના આભાસ, જન સહુ ! જોજો રે,
ઊંડી ભાળી અનન્ત ઉજાસ આંસુડાં લ્હોજો રે.

કાળાં વાદળ ઉલટે અથાગ ભર્યાં અન્ધકારે રે,
ત્હો યે અનુપમ તેજસોહાગ દિશાઓ પ્રસારે રે.

સૂની શોકની મારઝમ રાત ઘેરી ઉતરશે રે,
મંહી ચન્દ્રની અમૃતભાત ઝીણી ઝગમગશે રે.

અયિ ! દુઃખ તણી મહારેલ ક્ષિતિજ ફરી વળશે રે,
દૂર દૂર ક્ષિતિજને મહેલ સુખડાં સુહવશે રે.

જોજો, જોજો વિધિના આ ફન્દ, અલૌકિક જોજો રે,
ઊંડી ભાળી અખંડ આનન્દ આંસુડાં લ્હોજો રે.



## ૩૩ અનુભવમાળા



અનુભવમાળા લખુ, કે ન લખુ, ત્હો યે શું ?
ગહન સત્યો સુખદુ:ખ બની આવે
વિતર્કજાપો જપુ, કે ન જપુ, ત્હો યે શું ?

મહાતત્ત્વો અશિથિલ ગૂંથાઈ બેઠા
હવે આંખો ભરૂ, કે ન ભરૂ, ત્હો યે શું ?

કૃપાઅશ્રુ પ્રિયના મળ્યા હતા તે:
કરુણ ગીતો રડું, કે ન રડું, ત્હો યે શું ?

હતા વ્હાલા અણમોલ, વિખેરાયા
ભુવન નાચે સજુ કે ન સજુ ત્હો યે શું ?

અનુભવગાનો લખુ, કે ન લખુ, ત્હો યે શું ?



## ૩૪ : ધર્મરાયના પાર્ષદને વિદાય



આવજો, ધર્મપુરીના પાટવી રે !
આવજો, બ્રહ્મલોકના મહેમાન જો !
આવજો, પાવન કરજો આંગણું રે !
આવજો લઈ પ્રભુજીના નિશાન જો !
આવજો ને રોપજો ધ્વજ અમ આંગણે રે.

નથી કાંઈ પૂછ્યું, નથી કોઇ પૂછવું રે,
નથી કાંઈ પારખવા પયધામ જો !
કાગળિયા લાવ્યા મહારાજના રે !
લખિયા મંહી બ્રહ્માક્ષર 'રામ' જો !
પ્રભુજીએ સંભાર્યા અમ સ્નેહીને રે.

જગત ઉતારી દીધ કરે દેવને રે,
સાચવજો એ પ્રાણવિરામ જો !
ભીંજે દાનસમય અમ આખડી રે,
નથી અપશુકન, ઘડી અભિરામ જો !
ટયો, ને કરજો જતન અધિકડુ રે

કાળા ઘૂમશે ઘન કદિ આભમા રે,
બળતી વીજ કરશે ચમકાર જો !
ગિરિવર શા જોગી પણ ડોલશે રે,
ઉઘડશે પાતાળનુ દ્વાર જો !
એવી પ પની પળથી ઉગારજો રે !

એક પાખે લખ્યા ઉંચા ઉડવા રે,
એક પાખે લીધ ધર્મનો હાર જો,
એક કરમા ધર્યો અમૃતદીવડો રે,
મુદ્રા મહી જગના ઉદ્ધાર જો
અદભુત દર્શનથી હરી આખડી રે

એક મીટમા પૃથ્વીનુ વિરામવુ રે,
એક મીટમા ઉઘડવા સ્વર્ગ જો !
વદન લગી ગેબી એક હાસવુ રે,
મૂર્તિમા ધર્મરાયના ભર્ગ જો !
મગજ દર્શનથી મનડુ ઠર્યું રે

નથી સત્કાર્યા નથી સેવા કરી રે,
આપ્યુ એક નમન પદ માહી જો !

કહેજો નમન વળી મહારાજને રે,
દેજો દેવકુળોને સાંઈ જો !
વીનવજો, વગડે નવ વીસરે રે.
બાંધી બાંધી દિશાઓ સરી જતી રે,
પન્થ અજવાળે શશિયરભાણુ જો !
ઢાળે તેજ અનુપ કંઈ તારલા રે,
ત્ય્હાંથી કરજો મધુર પ્રયાણુ જો !
મધુરા પન્થ પ્રભુ દરબારના રે.
એક દિન પ્રભુજી આણાં વાળશે રે,
છાશે અમ પર પુણ્યની છાંય જો !
વીર હો ! ત્ય્હારે પૂજવા આવશું રે
પ્રેમળ દેવોમાં પ્રભુરાય જો !
સંચરશું ત્ય્હારે સંગાથમાં રે.
આવજો, મ્હોટા ઘરના મ્હોડવી રે !
આવજો અમુલખ લેઈ સંજોગ જો !
આવજો, આદર છે અમ આંગણે રે,
આવજો, મનભર કરશું યોગ જો !
રાજકાગળ લઇ અવધે આવજો રે.



## ૩૫ : હૈયાનાં હેત ને દુનિયાના દંશ



હૈયાનાં હેત વ્હેતી વાંસળી વાગી !
વાંસળી વાગી,
ને મ્હારી છાતી હો ! જાગીઃ
દુનિયાના દંશ દેતી વાંસળી વાગી.

એનો ઘેરો હ્‌હોકાર,
મ્હારા ઉરનો આધાર,
મ્હારો ઊંડો–ઊંડો જાણે જીવનલલકારઃ

દુનિયાના દંશ દેતી વાંસળી વાગી.
વાંસળી વાગી,
ને મ્હારી છાતી હો ! જાગીઃ
હૈયાનાં હેત વ્હેતી વાંસળી વાગી.



## ૩૬ : હો મુનિવર ! જાગજો રે



હો મુનિવર ! જાગજો રે, કે ઝંખે જગ જોગીની જમાત;
કે વાટ જોતી ઉભી રે કે મીટડી માંડી માનવજાત.

અબોલ કાંઈ ઉચ્ચરે રે, નિઃશબ્દના પડઘા પડે બ્રહ્માંડ;
ત્રિકાળ આજ પૂછતો રે કે શાં શાં માંડયાં જગકલ્યાણ ?

નૃલોક ઉભો ન્હોતરે રે, કે ન્હોતરે સ્વર્ગ થકી સુરવૃન્દ;
હે ! પૃથ્વિના તીર્થમાં રે કે પુણ્યશાળીનો મળ્યો મહાસંઘ.

સુણો એ અબોલડા રે, દિશાઓ પૂછે દિશાને વાત;
મુનિવર ! જાગજો રે, કે ઝંખે જગ જોગીની જમાત.



### ૩૭ : આ જગની ઝાળો

આ જગની ઝાળો
શમવે, એ ક્યહાં છે અમૃતમેહુલા ?

હૈયાના અગ્નિ ઠારે, અમૃત વરસે સંસારે;
ફૂલ ઝરતા આરે આરે
એ વસન્તો દોહ્યલા.

આ જગની ઝાળો
શમવે, એ ક્યહાં છે અમૃતમેહુલા ?

### ૩૮ : મળજો જતીસતી રે કોઈ



મળજો જતીસતી-રે કોઈ સાહેબને દરબાર;
મળજો જતીસતી રે કોઈ— (પ્રાચીન)

ધીંગાં, ધોરી, ભારખમા,
સદ્ધર્મ તણા શણગાર;
પુણ્યપાપના પરખન્દા
કોઇ બ્રહ્મજ્યોત ઘૂમનારઃ
મળજો જતીસતી રે કોઇ માલિકને દરબાર.

આંખડલી અનભેમાં રમતી,
ઉછળે ઉરના પૂર;
સત્ ચિત્ આનન્દે ખેલન્દા,
ધર્મધુરન્ધર શૂરઃ
મળજો જતીસતી રે કોઈ મહાલેકને દરબાર.



## ૩૯ : જોગીડા



જોગીડા આવે છે ઘેર;
પધરાવું આંગણે કઈ પેર ?
જોગીડા આવે છે ઘેર.

હાસ્યથી વધાવું, એને હેતથી ઓવારૂં હું;
પાંપણેથી પડે ઉરસેર;
જોગીડા આવે છે ઘેર.

આજ અલબેલો મ્હારા પ્રાણનો પરૂણલો;
કાલે વિજોગ કેરાં વેર;
જોગીડા આવે છે ઘેર.

વદને આનન્દ, અંગોઅંગમાં આનન્દ એને;
રૂપ તો આનન્દની લહેર;
જોગીડા આવે છે ઘેર;

જોગણનો પ્રીતમ ને જોગણનો વીર એહ;
હુલ્લાસું આલી ! હેર હેર;
જોગીડા આવે છે ઘેર.

જોગીડા આવે છે ઘેર;
પધરાવું પ્રાણમાં કઈ પેર ?
જોગીડા આવે છે ઘેર.



## ૪૦ : જોગી તણા જયકાર



અહો ! જોગી તણા જયકાર
બધું બ્રહ્માંડ ભરે;
હરિના ધ્વજને ધરનાર
જગે જયયાત્રા કરે.

યુદ્ધ જીત્યો રણસ્થંભ જીત્યો જેહ,
લોક જીત્યો જેણે ક્રોધને જીત્યો;
•લક્ષ્મી જીત્યો જેણે લોભ જીત્યો,
•કંઈ દુઃખ જીત્યો જેણે શોકને જીત્યો;
ઈન્દ્ર જીત્યો જેણે યજ્ઞ જીત્યો,
અહીં મોક્ષ જીત્યો જેણે આનન્દ જીત્યો;
વિશ્વ જીત્યો જેણે કામ જીત્યો,
અને બ્રહ્મ જીત્યો જેણે આતમ જીત્યો.

હરિના ધ્વજને ધરનાર,
જગે જયયાત્રા કરે;
અહો ! જોગી તણા જયકાર,
બધું બ્રહ્માંડ ભરે.



## ૪૧ : યોગીનો અંચળો



હો—ઓ ! દુઃખનો દિલાસો એક યોગીનો અંચળો;
હો—ઓ ! પ્રારબ્ધનો પાંસો એક યોગીનો અંચળો.

જે કાન્ત છે કેસરીનો સુવર્ણ;
સંસારનો જેહ હિરણ્યવર્ણ;
જે વિશ્વસોહવંતું સુન્દર સૂર્યતેજ;
યોગી જનનો સહુસુભગ તે બ્રહ્મવર્ણો જ ભેખ.

હો—ઓ ! સંસારની શાન્તિ એક યોગીનો અંચળો;
હો—ઓ ! આત્માની કાન્તિ એક યોગીનો અંચળો.

## ૪૨ : જગના જોગીઓ હો !



જગના જોગીઓ હો !
પુણ્યપરમાર્થીઓ હો !
કરજો હૈયાના હિમવાન.

ચન્દ્ર સૂરજ ને મેઘ મલપતા વરસે અમૃતધાર,
દેવ ! વરસે અમૃતધાર;
અખેપાત્રઅંજલિએ ઝીલી એ
સન્ત ! વરસો ધરાને પગથારઃ
કરજો હૈયાના હિમવાન.

પરમ સૌમ્ય સન્દેશા ઉતરે, સુણજો શ્રવણચતુર,
દેવ ! સુણજો શ્રવણચતુર;
આત્માનાં સરોવર ઠાલવી વહજો
સન્ત ! પુણ્યની નદીઓનાં પૂરઃ
કરજો હૈયાના હિમવાન.



## ૪૩ : મુજરો



મુજરો માનજો, મહારાજ !
અમ ઘર આવજો, મહારાજ !
તલપે દિલ ને જલપે જીવ,
એ નગર પધારજો, મહારાજ !
મુજરો માનજો, મહારાજ !

પ્રેમનગરના પુરાતન ઘાટે,
પ્રીતમપ્રિયની સનાતન વાટે,
રંક કુટીર અમ છે તે
સલુણી સુહાવજો, મહારાજ !
અમ ઘર આવજો, મહારાજ !



## ૪૪ : અયિ અખ્તરે ઇલાહી !



અયિ અખ્તરે ઇલાહી !
અહ જલ્વયે ઇબાદત !
વરસી પ્રકાશ ત્હારા
વરસાવ દિલની શાદત.

રંગે રૂપે રસીલું
જગ પાપની ગુફા છે;
અમ પાપની ગુફાઓ
તુજ પુણ્યથી સફા છે.

સરિતા સરોવરોમાં
નીર મેહુલો ઉછાળે;
ત્યમ જ્યોત ત્હારી ઉરના
અન્ધારને ઉજાળે.



## ૪૫ : વનનાં આમન્ત્રણ

વનનાં આમન્ત્રણ આવ્યાં, વ્હાલમજી !
પુરને મહેલ શી ઉણપો હશે ?
લીલમલીલી એ કુંજે ઘેરાય, ત્ય્હાં
એવી વિરાટની વિભૂતિ શી વસે ?
વનનાં આમન્ત્રણ વિ.

વનમાં કોયલડી ટહુકે, વ્હાલમજી !
પુરમાંની મેના તો પીંજરે પડી;
વનમાં કો કોકિલા ગાજે ગગન ભરી,
પુરમાં પટરાણીઓ રમણે ચ્હડી :
વનનાં આમન્ત્રણ વિ.

વન માંહિ કેસરીની કેસર, વ્હાલમજી !
પુરમાં કિરીટીનાં કિરણો સ્ફુરે;
વનમાં વૈરાગ્ય ને વિલાસ છે સોહામણા,
પુરમાં સુવર્ણનાં સ્વપ્નાં ઉરે:
વનનાં આમન્ત્રણ વિ.

• વનમાં સરોવર ઘેરાં, વ્હાલમજી !
 પુરના તો કુંડ કાંઈ છાછરછલ્યા;
• વનમાં શકુન્તલા, ને વનમાંહિ રાધિકા,
 પુરમાં તો કુબજાનાં કામણુ, ભલા !
 વનનાં આમન્ત્રણુ વિ.

• વન કેશ આંબલા મ્હોર્યા, વ્હાલમજી !
 પુરમાં કટોરાધાર કુંડાં ઉભાંઃ
• વનમાં જોગી જહાંગીરી માણે, નાથ !
 પુરમાં ગરીબોનાં દિલડાં દૂભ્યાંઃ
 વનનાં આમન્ત્રણુ વિ.

વનમાં તપોવને તપસી, વ્હાલમજી !
 પુરમાં વણિક કાંઈ વણજે ખીલ્યા;
વનમાં તો વિશ્વનો વિહારી વિહારે, ને
 પુરમાં મનુષ્યની ઝળકે કલાઃ
 વનનાં આમન્ત્રણુ વિ.

વનનાં આમન્ત્રણુ આવ્યાં, વ્હાલમજી !
 પુરનાં યે પુણ્યપાપ ઓછાં નથી;
વનની મઢૂલીમાં સીતા ને રામજી,
 રમશું ત્ય્હાં વનની કથાઓ કથીઃ
 ચાલો, વનવનની કથાઓ કથીઃ
 વનનાં આમન્ત્રણુ વિ,

## ૪૬ : હો યોગીન્દ્ર !

ॐ

અહો ! દૂર દૂર દૂરના દરવેશ ! હો યોગીન્દ્ર !
આપો દેવના યે દેવના સન્દેશ, હો યોગીન્દ્ર !

અહો ! દુઃખિયાંને એક દેવબોલ, હો યોગીન્દ્ર !
આપો માનવીને એક બ્રહ્મકોલ, હો યોગીન્દ્ર !

અહો ! અધૂરાં પૂરાય એવી આશ, હો યોગીન્દ્ર !
આપો અન્ધારા ઉજાળે એ ઉજાસ, હો યોગીન્દ્ર !

અહો ! સદન સદન પુણ્યના સુવાસ, હો યોગીન્દ્ર !
આપો પ્રાણ પ્રાણ પ્રભુજીના વાસ, હો યોગીન્દ્ર !

卐

## ૪૭ : જોગીઓની ગુફાઓ



ગુફાઓ જોગીઓ કેરીઃ
બોલે બોલી ઘેરી ઘેરીઃ
યુગના યુગને હેરી હેરીઃ
ગુફાઓ જોગીઓ કેરી.

ઘેરી ગુફાઓ ગભીરે શું બોલેઃ
કાલ હસે, પણ મર્મ ન ખોલેઃ
અનહદ બોલી એની અનેરીઃ
ગુફાઓ જોગીઓ કેરી.



## ૪૮ : જાગે જગતમાં જોગીરાજ એક



જાગે જગતમાં જોગીરાજ એક;
કાળી અન્ધારી રાત છવાઈ રહી;
જાગે જગતમાં જોગીરાજ એક.

દુઃખનો જોગી કોઈ, દિલનો જોગી કોઈ;
આતમનો રોગી જોગીરાજ એક;
કાળી અન્ધારી રાત છવાઈ રહી વિ.

દુનિયાનો જોગી કોઈ, દેવનો જોગી કોઈ;
પ્રેમનો ભોગી જોગીરાજ એક;
કાળી અન્ધારી રાત છવાઈ રહી વિ.



## ૪૯ : યમદમ યોગીની શતાબ્દિ

(ક. દ. ડા. ની ૧૦૧ મી જન્મજયન્તી)



જોગી ! ત્હારાં જીવનનાં સો–સો વર્ષો વીતિયાં હો જી,
જોગી ! એ તો અલખની અંજલિનાં પૂર;
જોગી ! ત્હારા જન્માક્ષર આજે જગતે ઓળખ્યા હો જી,
જોગી ! એનાં અધૂરાં ત્હેં પૂરિયાં નૂરઃ
જોગી ! ત્હારાં જીવનનાં વિ.

જોગી ! તું તો અમરાપુરીથી ઉતર્યો આંગણે હો જી,
જોગી ! ત્હારે અમરોનાં આગર્યાં ઓળખાણ;
જોગી ! ત્હેં તો આગમ આ યુગનાં ભાખિયાં હો જી,
જોગી ! એનાં આજે યે આવતા એંધાણ;
જોગી ! ત્હારાં જીવનનાં વિ.

જોગી ! જેવી ફૂલડાંની ફોરમ ફોરે બાગમાં હો જી,
જોગી ! જેવા શીતળ ચન્દ્રના ઉજાસ;
જોગી ! ત્હારા જીવનની મીઠી મધુરી મંજરી હો જી,
જોગી ! ત્હેના સાધુતા શીતળા સુવાસ;
જોગી ! ત્હારાં જીવનનાં વિ.

જોગી ! જેવા ગિરિવર તો ગેબી ધ્યાનમાં હો જી,
જોગી ! જેવાં ભરિયાં સરોવર નીર;
જોગી ! જેવા ગગનના સેન્જળ સાગરો હો જી,
જોગી ! એવા ગરવા ને ગુણગંભીર;
જોગી ! ત્હારાં જીવનનાં વિ.

જોગી ! ત્હારા અક્ષરદેહ અણુઆથમ્યા હો જી,
જોગી ! અંહી અવનીમાં અવધોનાં માપ;
જોગી ! તું તો બેઠો જઇ અમૃતગોખમાં હો જી,
જોગી ! અંહી જગતમાં ત્રિવિધના તાપ;
જોગી ! ત્હારાં જીવનનાં વિ.

જોગી ! બોલે મેના ને ટહુકે કોયલ મોરલા હો જી,
જોગી ! ત્હારો લીલો-સૂકો ગુજરાત;
જોગી ! બ્રહ્મમુહૂર્તે ભડકિયા શા ઉગિયા હો જી,
જોગી ! જાગ્યા સન્તો, ને આથમી રાત;
જોગી ! આવ્યો અરુણ, ને પડિયાં પ્રભાત :
જોગી ! ત્હારાં જીવનનાં વિ.

## ૫૦ : હો શરમણ ! આવજો અમ ઘેર



હો શરમણ ! આવજો અમ ઘેર;
કહો, જગ ઉતરવાં કઈ પેર ?
 હો શરમણ ! આવજો અમ ઘેર.

જગતને અન્ધારાંના ઘેર;
તિમિરનાં વન વીંઝે ચોમેર;
એ કયમ તરવાં આતમલેર ?
 હો શરમણ ! આવજો અમ ઘેર.

રસ ને રૂપમાં વરસે ઝેર;
પાપ ને પુણ્યની વહતી સેર;
એ કયમ ઓસરશે અન્ધેર ?
 હો શરમણ ! આવજો અમ ઘેર.

કહો, જગ ઉતરવાં કઈ પેર ?
વહે કયમ પરમ પ્રકાશની લ્હેર ?
 હો શરમણ ! આવજો અમ ઘેર.



## ૫૧ : જોગીઓનાં બાળ



અમે જોગીઓનાં બાળ !
ગેરુ ધરીને ધરાવશું,
પીને પાઈ દઈશું કાળ :
અમે જોગીઓનાં બાળ. ધ્રુવ

ઘોળ્યા ચાંદા ને ઘોળ્યા સૂર્યને,
ઘોળ્યાં દિવસ ને રાત્ર;
ઘોળી ઘોળી ને સોમ સારંવ્યો,
છલકે એ અમ પાત્ર :
પાત્ર ધર્યું સુખ જગતને :
અમે જોગીઓનાં બાળ !

• શોક ને મોહ સરી પડ્યા,
  • લાધ્યાં સ્નેહ ને કલ્યાણ;
ઝોળી ભરી ભરી લાવિયે,
  અમને ચાખવાની આણ;
  થાળ પૂરી જગ પાઠવ્યા;
  અમે જોગીઓનાં બાળ !

ગિરિ ગિરિના કણ સંઘર્યાં,
  સોંપ્યા મનુને સમાજ;
કોઈએ રચ્યાં રક્ષણ દેહનાં,
  કોઈએ પ્રાણ કેરો સાજઃ
  ઉત્સવ જોઇને આનન્દિયેઃ
  અમે જોગીઓનાં બાળ !



## ૫૨ : અવતાર ભયો !



આનન્દો, સજ્જન ! આનન્દો,
હરિનો અવતાર ભયો : આનન્દો !

સૂર્ય ઉગ્યો, પરભાત ભયો, ને રજની વિખરઈ જાય;
જગત–જગતમાં જ્યોત જગે, એમ
જગત–જગતમાં જ્યોત જગે, એમ
દેહમાં દીવડિયા થાય:
હરિનો અવતાર ભયો : આનન્દો !

ધૂપ જલે, પરિમળ મ્હેકી રહે, પૂજનફૂલ ફોરાય;
પાપનાં હવિ સહુ જળી રે ગયાં, ભાઈ !
પાપનાં હવિ સહુ જળી રે ગયાં, ભાઈ !
પુણ્યના પરાગો પમરાય :
હરિનો અવતાર ભયો : આનન્દો !

વસન્ત બેસે, મ્હોર ફૂટે, આવે ઉરના મહેમાન;
આત્માની વેદીએ ઉતર્યો અલેક એવા,
આત્માની વેદીએ ઉતર્યો અલેક એવા,
પ્રેમનાં ધરાવો પયપાન :
હરિનો અવતાર ભયો : આનન્દો !

હુલ્લાસો, હૃદય ! હુલ્લાસો,
હરિનો અવતાર ભયો !

## ૫૩ : બ્રહ્માનન્દઘેલા



જંગલના જોગી
    વ્હાલા ! બ્રહ્માનંદઘેલા:
જગના ગુરુઓ,
    એ તો હરિજનના ચેલા:
    વ્હાલા ! બ્રહ્માનન્દઘેલા.
જંગલના જોગી વ્હાલા બ્રહ્માનન્દઘેલા    ધ્રુવ.

સંસરસાગર ભર્યો વિષઅમૃતે આ,
જામ્યું સુરાસુરનું મન્થન નીરમાં, હો !
    મોજાં પ્રચંડ ઉછળે ભવલોઢ શાં, ને
ડૂબે જહાજ કંઇ, કો તરી ઉતરે ત્હાં.

અમૃતના આંબા,
એ તો નમણા નમેલા;
પંખડાંને ઘોળી ઘોળી
પીવામાં પહેલાઃ
વ્હાલા ! બ્રહ્માનન્દઘેલા.
જંગલના જોગી વ્હાલા ! બ્રહ્માનન્દઘેલા.

•જોગી એ જ ભોગી સાચા,
કુદરતધાવેલા, કુદરતધાવેલા,
કુદરતધાવેલાઃ
વ્હાલા ! બ્રહ્માનન્દઘેલા.
જંગલના જોગી વ્હાલા ! બ્રહ્માનન્દઘેલા.

ૐ

## ૫૪ : કેટલે ?



કહોને, દેવ ! ફૂલડાં ફોરે તે વાય કેટલે ?
કહોને, દેવ ! હૈયાં ઢળે તે જાય કેટલે ?

કહોને, દેવ ! રાતના અન્ધાર મઢયા કેટલે ?
કહોને, દેવ ! દિનના પ્રકાશ પડયા કેટલે ?

કહોને, દેવ ! દુનિયાના દુઃખભાર કેટલે ?
કહોને, દેવ ! માનવીનુ મોક્ષદ્વાર કેટલે ?

કહોને, દેવ ! આંખડી ઉઘડે તે ઉડે કેટલે ?
કહોને, દેવ ! ગરૂડો ઉડે તે ચ્હડે કેટલે ?



## ૫૫ : ભેદના પ્રશ્ન



મ્હેં તો કુંકુમે લીંપ્યું મ્હારૂં આંગણું રે લોલ:
કોઈ ભેદુ આવો તો ભેદને ભણું રે લોલ.

મ્હારી આંખે અમોઘ આંસુડાં વહે રે લોલ:
વિધિ જોઈ-જોઈ કાં હસી રહે રે લોલ ?

આવો શાસ્ત્રી ! સદ્બોધો મ્હારી આંખડી રે લોલ:
પ્રાણ વારી પૂજીશ પદચાખડી રે લોલ.

મહાગિરિને ગહ્વર ધોધ ઉછળે રે લોલ:
ત્હેના અકળીત નીરઘોર કો કળે રે લોલ ?

ત્હો ય ધોધ કેરે ધમક જગત ધમધમે રે લોલ:
મ્હને આંસુના એમ અનુકમ્પ ગમે રે લોલ.

કોઇ સ્નેહીના પાલવ લોચન લ્હૂવે રે લોલ:
નીચે ઉછળે ઉરસ્નેહ, આત્મ એ જૂવે રે લોલ.

ગાન સહુમજ્યું ન, ત્હો ય ગાન વેદનાં રે લોલઃ
રુદન અરૂચે, રૂચે છે ત્હો ય વેદના રે લોલ.

બાળ પજવે, હા ! ત્હો ય મ્હારા અંગનાં રે લોલઃ
આંખ રડતી, તે ત્હો ય પ્રાણઅંગના રે લોલ.

જ્ઞાની ! સાધુ ! આવો તો કહું વાતડી રે લોલઃ
ઉભા રહો તો ઉઘાડું મ્હારી છાતડી રે લોલ.

કૃપનાથે બ્રહ્માંડ એવું કાં કીધું રે લોલ ?
આંખ આવડી, ને જગ તો મ્હોટું બધું રે લોલ.

ગામપાદર બેસી કાં બોલે મોરલા રે લોલ ?
ચન્દ્રસૂરજ સન્તાડે વદન કાં ભલા રે લોલ ?

મહાબ્રહ્માંડ ક્ય્હારે ઘૂંઘટ ખોલશે રે લોલ ?
ક્ય્હારે સચરાચર બ્રહ્મનીર ડોલશે રે લોલ ?

આવો સન્તો ! તમ પગલે પાવન થવું રે લોલઃ
પ્રાણકૃપન્તા પ્રશ્ન પદે ઠાલવું રે લોલ.

ખીલી વસન્ત, ડાળ લૂમખે લચી રે લોલઃ
ટુંકો આંખો; ને લાંબી દૃષ્ટિ કાં રચી રે લોલ ?

વિશ્વ વીંટી આકાશની ઝાડી ઝૂકી રે લોલઃ
મધુ વનમાં, મીઠાશ જીભે શે મૂકી રે લોલ ?

ઢળે અઢળક રસ મેઘ મહારેલમાં રે લોલઃ
સમી સ્હાંઝે ભરૂં તે મ્હારી હેલમાં રે લોલઃ
ર્‌હારા ઉરથી ન હેલ તો મ્હોટી કશી રે લોલઃ
ભરૂં-ભરૂં ત્હો ય ખાલી હેલ, ભાગ્ય શી, રે લોલ.

છતાં શીળો અગ્નિની ઉપર ચાલવું રે લોલઃ
ફૂલ ફૂલે, તો ઘડીનું એ ફાલવું રે લોલ.

તેજ આવે, તો અર્ધ દિવસ આથમે રે લોલઃ
જીવન જાગે, તો અર્ધ નીન્દમાં શમે રે લોલ.

મોરવરણું અખંડ ચાપ ઈન્દ્રનું રે લોલઃ
જોવું-રોવુંઃ સૌન્દર્ય એવું કાં બન્યું રે લોલ ?

લોક કહે છે, પ્રભુના મીઠા બોલડા રે લોલઃ
એક લીધા શું મુજ શું અબોલડા રે લોલ ?

તેજ-અન્ધકાર મળી ગૂંથે દિનને રે લોલઃ
હસવું-રડવુંઃ એ ઉભય રચે જીવનને રે લોલ

મ્હને એટલું-ઓ ! એટલું કહો કથી રે લોલઃ
દીઠું અદીઠું હો સન્ત ! કાં થતું નથી રે લોલ ?

卐

## ૫૬ : દૂર-દૂર, અનહદમાં

( ઇંગ્રેજીમાંથી ભાષાન્તર )



૧, શાં દર્શન દોરે પરિચિત ક્ષેત્ર વીંધી ? હા !
જ્યહાં ધરતીલીલા નીલ વાદળમાં ભ્હે, ત્ય્હાંઃ
કંઈ દૂર-દૂર, અનહદમાં.

૨, શા સ્વર મન ગમતા સ્વદેશની કુંજોમાં ?
મૃદુ મંજુલ ઘંટાગુંજન સાન્ધ્ય સમયનાંઃ
કંઈ દૂર-દૂર, અનહદમાં.

૩, શી મધુરમધુર જગકથની, ગહન સુખદુઃખો,
ભણકાર ભરે શા બાળવયે એ શબ્દો !
કંઈ દૂર-દૂર, અનહદમાં.

૪, શું રહસ્ય જીવનપ્રભાત તણાં જ પ્રગટતાં ?
કે મૃત્યુપારનાં પ્હેરાક લહરી લહરતાં ?
કંઈ દૂર-દૂર, અનહદમાં.

૫, દૂર-દૂર, ક્ય્હાં દૂર ! અયિ ! શું જન્મવ્યોમ પાછળથી ?
એ ઝાંખી ક્ષિતિજ, બ્રહ્માંડસીમ આગળથી ?
કંઈ દૂર-દૂર, અનહદમાં.

૬, શો મોહમન્ત્ર એ શબ્દે ! શબ્દ ન કહે કો;
ઓ શમતા શબ્દ ! શું સંગીત સજીવ કરે કો ?
કંઈ દૂર-દૂર, અનહદમાં.



## ૫૭ : ઘંટારવ

(ટેનીસનના ઇન મેમોરિયમમાંના એક ખંડનું ભાષાન્તર)



તુજ ગુંજ ઘંટા ! ગુંજજે;
ઝંકાર તુજ ઝંકારજે;
આકાશમાં તોફાન, ઘનના ભાર છે;
વળી ધુમ્મસે ઘેરેલ તેજંબાર છે;
અયિ ! કાળના સાગર વિશે શમ્યું વર્ષ ઊંડી રાત્રિમાં,
કંઈ ગુંજ, ઘંટા ! ગુંજ તુજ ગુંજાર એ વર્ષાન્તના.
જઈ દૂર ગુંજ પુરાણને;
નવલું કશું અંહી ગુંજજે;
હિમપારથી અયિ ધન્ય ઘંટા ! ગુંજજે;
વળી વર્ષ વીત્યું, વીતવા દે વ્યોમમાં,
ગુંજી જજે જ અસત્ય, ઘંટા ! ગુંજ સત્યની ગુંજના.

કરી વિશ્વને સૂનાં–સૂનાં ચાલ્યાં ગયાં,
જે પ્રિય હૃદયમાં મન્દતા મૂકતાં ગયાં,
એ મદન્તા લઇ ઉડજે, મંગલમયા !
ધનવન્ત ને ધનહીનના કંકાસ ગુંજી કહાડજે,
મનુકુળમાં તુજ સાન્ત્વનાનાં ગુંજનો ગુંજારજે.

દૂર ગુંજ સંસ્થા મૃત્યુમુખ ઢળતી જતી;
હુડુયુદ્ધના હુંકાર કાળજૂના વિધિ;
ઉન્નત વિધાનો જીવનાના ગજવશે તુજ ગુંજનો,
વધુ વહી વર્તન મીઠડાં, ને પ્રેમનિર્મળ કાનુનો.

કંઈ પાપ, કંઈ વાંછા, હૃદયની વેદના,
શ્રદ્ધાવિહોણા નિરુત્સાહો હાલના,
દૂર ગુંજી જા કો કોતરોમાં કાળનાં:
મુજ શોકઘેરાં ગીત પણ દૂર ગુંજ, માનવકુંજમાં
કો મહાભાવ વિશાળ વીણાધારના ગુંજાર ગા.

જુઠ્ઠી મહત્તા જન્મ ને જાગીરની,
રાષ્ટ્રીય કલંકો, વૈરબુદ્ધિ વીરની,
વહી ગુંજ, ઘંટા ! ઘોર માંહિ અઘોરિણીઃ
પણ સત્ય ને નીતિ વિશે નવરંગ સ્નેહ જગાડજે,
જગક્ષેમના રસપ્રેમની લગની અખંડ લગાડજે.

જૂની ટાળ રીતિ રોગની, ઉદ્વેગની;
અયિ ! ટાળ કાંચનકામના સંકોચતી;
કર શાન્ત ગુંજી સહસ્ર વર્ષો વિશ્વના સંગ્રામનાં,
ગુંજી જગાવ પ્રશાન્ત તે ગુંજાર સન્તત શાન્તિના.

અન્તર સદા વિકસાવજે;
કરુણાભર્યાં કર લાવજે;
વડું વીરમંડલ શૂર સ્વતન્ત્ર સુહાવજે;
ગુંજી જજે આ દેશના અન્ધાર ઘેરી રાત્રિના,
ગુંજારજે શુચિ રંગ તેજસુહાગ વિશ્વવિધાત્રીના.

અયિ ! ગુંજ, ઘંટા ! ગુંજ તુજ ગુંજાર એ;
ઝંકાર પ્રભુમન્દિરના ઝંકારજે;

મનુબાળ મંગળ મંગળાથી જગાડજે:
તુજ ગુંજનો અહ ! ગુંજ મંજુલભાવ દેવપ્રભાતનાં,
ઘંટા ! અમારા ભુવનમાં સંગીત ગાજે તાતનાં.



## ૫૮ : આજની રાત રહો, હો રઘુવીર!



આજની રાત રહો, હો રઘુવીર!
સૂર્યની સંગાથે સંચરજો.
કાલે સૂર્યની સંગાથે સંચરજો,
કાલે સૂર્યની સંગાથે સંચરજો:
આજની રાત રહો, હો રઘુવીર!

નરનાથ! અમારી એ આરત છે;
વીર! જીન્દગી એક ઝિયારત છે;
ભલે; દગથી જશો ત્હો યે ઉરમાં હશો:
કાલે સૂર્યની સંગાથે સંચરજો.

આજની રાત રહો, હો રઘુવીર!
સૂર્યની સંગાથે સંચરજો:
કાલે સૂર્યની સંગાથે સંચરજો.



## ૫૯ : આવશે એવાં કો બ્રહ્મનાં તેજ



વનવનના અન્ધારા વામશે,
હો ! આવશે એવા કો આભના તેજ,
હો ! સન્તજી ! એવા કો દેવના તેજ.

જેવો વિશ્વ પ્રકાશી વ્યોમ વિરમે પ્રાત સમેનો રવિ,
જેવો રાત્રિ સુહાવી ચન્દ્ર ચમકે પીયૂષનો રાજવી,
ને જેવા કિરણો અનન્ત ભુવના આવન્ત મિષોન્મિષે
એવા વર્ચસ બ્રહ્મના ઉતરશે, અન્ધાર ઉજાળશે

જગજગના અન્ધારા વામશે,
હો ! આવશે એવા કો દેવના તેજ,
ઉરઉરના અન્ધારા વામશે,
હો ! આવશે એવા કો બ્રહ્મના તેજ,
હો ! સન્તજી ! એવા કો બ્રહ્મના તેજ.

卐

## ૬૦ : ઉગે છે પ્રભાત આજ



ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે;
ઉગે છે ઉષાનું રાજ્ય ધીમે ધીમે;
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે.

રજનીની ચુંદડીના
છેડાના હીરલા શા
ડૂબે છે તારલા આજ ધીમે ધીમે;
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે.

પરમ પ્રકાશ ખીલે,
અરુણનાં અંગ ઝીલે;
જાગે પ્રભુ વિશ્વમાં આજ ધીમે ધીમે;
જાગે પ્રભુ જીવમાં આજ ધીમે ધીમે;
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે.



## ૬૧ : અહાલેક

પ્રભો ! તુજ દ્વારમાં ઉભી જગાવ્યો મ્હેં અહાલેક !
જગતના ચોકની વચ્ચે જગાવ્યો મ્હેં અહાલેક !

નથી લીધી પ્રભો ! દીક્ષા, નથી ઓઢી કફની;
નમી તુજ પાય હું ત્હેવો જગાવ્યો મ્હેં અહાલેક !

કમંડળ માહરૂં ખાલી, ભર્યું તુજ અક્ષયપાત્ર;
દીઠી ભંડારમાં ભિક્ષા, જગાવ્યો મ્હેં અહાલેક !

ઘટા ઘેરી પડી નભની, ન મુજ નયનો ભેદે;
શ્રવણ એ ભેદશે ત્હારાં ? જગાવ્યો મ્હેં અહાલેક !

વિરાજે છે તું દિલદરિયાવ, અયિ અદ્ભુત યજમાન !
અર્પું શું તો અમીકરણ કે, જગાવ્યો મ્હેં અહાલેક !

ઘડાવી પાવડી જગનાથ ! પ્રવૃત્તિ કેરી;
ચ્હડી તે પર જીવન ધપતાં જગાવ્યો મ્હેં અહાલેક !

નહીં કાંઇ મળે ત્હો યે મળ્યુ દર્શનનું દાન;
મળી–સળગી મીટે મીટ, ને જગાવ્યો મ્હેં અહાલેક !

ઊંડી ઝોળી રહી અધૂરી, જરી તળ ભીંજાયુ;
જડયુ જીવનું જીવન મ્હારૂં, જગાવ્યો મ્હેં અહાલેક !

જગતના ચોકની વચ્ચે જગાવ્યો મ્હેં અહાલેક !
પ્રભો ! તુજ દ્વારમાં ઉભી જગાવ્યો મ્હેં અહાલેક !

## ૬૨ : માનવનાવ

卐

ભવ-ભવસાગરમાં ડોલે હો ! માનવનાવ.

જો ! પૂર ધૂમે,<br>
તોફાન ઝઝૂમે;<br>
કાળના તરંગે હો ! કરે આવજાવ,<br>
માનવનાવ.

મહાસાગરમાં ડોલે હો ! માનવનાવ.



## ૯૩ : ધૂમકેતુનું ગીત



બ્રહ્માંડ બ્રહ્મે પાથર્યું સુખકુંજ સમ ઊંડું,
સ્હાં એકલો ઉડું;
જન, જગત, સૂર્ય, સુહાગી જ્યોત્સ્ના; વિશ્વ બહુ રૂડું,
પણ એકલો ઉડું.

બીડયાં પ્રગટતાં પિચ્છ મ્હેં, પડઘો પડયો 'અહાલેક,'
સુણ્યું સાધુઓએ 'ભેખ;'
હિમમાળ કેરા શિખરશિખરે શબ્દ એ ઢૂંઢું :
હું એકલો ઉડું.

રસના ઉછળતા મોજ ! અયિ સૌન્દર્યના સિન્ધુ !
મુજ ખૂટિયાં બિન્દુ;
વિધુબાળ ! મા છબતી મ્હને, પડશે રખે ફૂંડું,
હું એકલો ઉડું.

ગર્જે મહાનદ ખીણુ ભરી, નભ એ ઝીલે ઝમકાર,
ભીષણ હળે જળધાર;
આઘી ગુફાઓ જોગીની, ગૂઢ મન્ત્ર ત્‍હાં છોડું,
ને એકલો ઉડું.

દીધું વિધિએ તે પીધું, લીધું રૂપ અબધૂત ઘોર,
તોડી જગતના તોર;
ભયભૂલણી જગજીભ છો ભાખે હવે, ભૂંડું:
હું એકલો ઉડું.

મૂંઝવે મનુજને એવી આ વનવન વહે એકાન્ત,
પશુબોલ પડિયા શાન્ત;
અંઘોળ કરી આનન્દના વાઘા વિરલ ઓઢું,
ને એકલો ઉડું.

સુન્દર ભલે સૃષ્ટિ હજો મનમોહિની અભિરામ,
ન્યારા અમારાં ધામ;
એકાકી આસે ઉતરી, એકાકી ભમી, ભૂડું:
હું એકલો ઉડું.



## ૬૪ : કેસરિયા જોગી !



કેસરિયા જોગી ! સંયમમાં રહેજો. (પ્રાચીન)
સાગર હો તો મોજામાં વહેજોઃ
કેસરિયા જોગી ! સંયમમાં રહેજો.

જળને તે ઘાટ હોય નિર્મળા દેહો;
ધર્મને ઘાટ હોય નિર્મળા નેહો;
કાળને જીવની કથની કહેજોઃ
કેસરિયા જોગી ! સંયમમાં રહેજો.

પુણ્યથી ધોઈ ધોઈ પગલીઓ ભરજો;
ધર્મથી ધોઈ ધોઈ કર્મ આચરજો;
સ્મરણોના ડંખ સાધુ ! સહેજોઃ
કેસરિયા જોગી ! સંયમમાં રહેજો.



## ૬૫: વસમી આ વનની વાટ



જોગીડા ! વસમી આ વનની વાટ.
વસમી–વસમી
　　　　વસમી આ વનની વાટ:
જોગીડા ! વસમી આ વનની વાટ.

નથી વડલા કે વિસામા વનમાં,
નથી નદીઓને ઘાટ:
જોગીડા ! વસમી આ વનની વાટ

આથમે દિન, પણ કદી ચે ન આથમે
અન્તર કેરા ઉચાટ:
જોગીડા ! વસમી આ વનની વાટ.



## ૯૬ : પૂછશો મા



પૂછશો મા, કોઈ પૂછશો મા,
    મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

દિલના દરિયાવ માંહી કાંઈ કાંઈ મોતીઃ
ગોતી–ગોતીને ત્હેને ગૂંથશો માઃ
    મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

ટહુકે છે કોકિલા, પુકારે છે પપૈયોઃ
કારણોના કામીને સૂઝશો માઃ
    મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

આંસુનાં નીરના કો આશાના અક્ષરો
આછા–આછા રહો ય લૂછશો માઃ
    મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

જગના જોદ્ધા ! એક આટલું સુણી જજોઃ
પ્રારબ્ધનાં પૂર સ્હામે ઝૂઝશો માઃ
    મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.



## ૬૭ : જગની જાહ્નવી



ઘૂમે ઘૂમે ને ઘેલી વહે,
  ને કાંઈ વ્હેતી અખંડ ને અનન્ત રે !
    જાહ્નવી જગની ઘૂમે રે !

પાણી ભર્યાં છે પુણ્યનાં,
  ને મંહી ઝીલે સુહાગિયાં સન્ત રે !
    જાહ્નવી જગની ઘૂમે રે !

સગરકુમારોને તારિયા,
  ને એમ તારશે માનવ જાત રે !
    જાહ્નવી જગની ઘૂમે રે !

બ્રહ્માંડ ભર્યાં બ્રહ્મનાં અમી,
  સાધો ! માણજો મંહી દિનરાત રે !
    જાહ્નવી જગની [illegible] રે !

## ૬૮ : જન્માન્તરની જાતરા



એક વેળ સૂરજે કિરણો ફેંક્યાં
ગગનનાં કુંડમાં રે લોલ;
ત્ય્હારથી કિરણે-કિરણે માંડી
જગકુંજની જાતરા રે લોલ.

પાંખડી-પાંખડીનો રસ ઝીલી
મધુપ ઉડે મ્હાલતો રે લોલ;
તારલે-તારલે પગલી પાડી
પ્રવાસી વહે બ્રહ્માંડનો રે લોલ.

વાદળી-વાદળીને ગોખ બેસી
રમન્ત ચારૂ ચન્દ્રિકા રે લોલ;
એવો પેલો જન્માન્તરનો જોગી
ઘૂમે છે લોકેલોકમાં રે લોલ:

જાય છે જુગજુગની જાત્રાએ
એ દેવ શો દિગન્તમાં રે લોલ;
માનવી પુણ્ય ને પાપની પાંખે
ઉડે છે અનન્તમાં રે લોલ.

## ૬૯ : જુગ જાગે



હાં રે જુગ જાગે, રે જુગ જાગે!
હાં રે નવવસન્ત કેરી વાંસલડી વાગેઃ
રે જુગ જાગે!

હાં રે ધર્યો ધરતીએ વસન્તરંગ રૂડલા;
હાં રે નયનનયને ઉગ્યાં વસન્તફૂલડાંઃ
રે જુગ જાગે!

હાં રે આંબે-આંબે એ મંજરીઓ મ્હોરી;
હાં રે યુગવસન્ત કેરી ફોરમો રહી ફોરીઃ
રે જુગ જાગે!

હાં રે તેજઝારીઓ લઈ દેવદેવી આવે;
હાં રે સંજીવનની વસન્તિકા વધાવેઃ
રે જુગ જાગે!

હાં રે સૌ સોહાગિયાં વસન્ત સમાં ખીલજો!
હાં રે જગતલોક! આ વસન્તજુગ ઝીલજો!
રે જુગ જાગે!

હાં રે જુગ જાગે, રે જુગ જાગે!



## ૭૦ : પુરનાં પરદેશી

卐

પુરનાં પરદેશી ! અમારે તીર્થે ય આવજો;
ઓ આતમદેશી ! આત્માને તીર્થે ય આવજો.

ગંગા નથી, સ્નેહગંગાનો ઘાટ આ
ત્હમારે પગલે સુહાવજો;
પુરના પરદેશી !

જોગીવેરાગીની સાથે સન્દેશડો
પુણ્યાળુ ! પુણ્યનો કહાવજો;

ઓ તીરથવાસી ! આત્માને તીર્થે ય આવજો;
ઉરના જગવાસી ! અમારે તીર્થે ય આવજો.

## ૭૧ : સાન્ધ્ય તેજ

( અંગ્રેજીમાંથી ભાષાન્તર )



સન્ધ્યારંગ ઉઘડશે, તેજો આવશે;
હો ! તેજો આવશે:

વાદળી ઘડી ઢાંકે તુજ વ્યોમ,
નથી–નથી એ રજનીનાં રોમ:
હો ! તેજો આવશે.

સન્ધ્યારંગ ઉઘડશે, આનન્દો થશે;
હો ! આનન્દો થશે:

ધોતા જીવન, વરસતાં હર્ષ,
ઉગી વિરમે રમતીલાં વર્ષ
હો ! આનન્દો થશે.

સન્ધ્યા રંગ ઉઘડશે, મુક્તિ લાવશે,
હો ! મુક્તિ લાવશેઃ

પાપ ઉભું દઇ ઘુમ્મટ ઘેર,
તૂટશે, રણ શમશે જયભેરઃ
હો ! મુક્તિ લાવશે.

સન્ધ્યારંગ ઉઘડશે, મીઠડું લાગશે;
હો ! મીઠડું લાગશેઃ

વ્હાલાં કંઇક વિદેશ ગયેલ
વધાવશે તુજ ચરણ થમેલઃ
હો ! મીઠડું લાગશે.

સન્ધ્યારંગ ઉઘડશે, પ્રભુતા સુહાવશે;
હો ! પ્રભુતા સુહાવશેઃ

નયન પીશે દર્શન અભિરામ,
લેશે પછી ત્હાં પરમ વિરામઃ
હો ! પ્રભુતા સુહાવશે.

## ૭૨ : વિદાય



હો સજનો ! લઇશું વનની વિદાય;
કે અતિથિ અનન્તઆંગણુ જાય:
હો સજનો ! લઇશું વનની વિદાય.

દશે દિશ ન્હોતરે રે લોલ;
વહેતા વાયુ કરે કલ્લોલ;
ઝીલજો દિશદિશના એ બોલ:
હો સજનો ! લઇશું વનની વિદાય.

સહુને વન્દન છે અમ આજ;
આશિષ દેજો, સન્તસમાજ !
જઇશું ઓળંગીને પાજ:
હો સજનો ! લઇશું વનની વિદાય.



## ૭૩ : દુનિયાં જોવી કીધી દૂર



દુનિયાં જોવી કીધી દૂર,
 મ્હેં તો માંડયાં દર્શન હરિનાં.

જોઈ લીધ જગતના વાધા વિવિધના;
આરોગી જગની અંગૂરઃ
 મ્હેં તો માંડયાં દર્શન હરિનાં.

સૂર ! નૂર સ્થૂળના બહુ જોયાં;
અન્તે ઉઘાડયાં છે ઉરઃ
 મ્હેં તો માંડયાં દર્શન હરિનાં.

દુનિયાં જોવી કીધી દૂર,
 મ્હેં તો માંડયાં દર્શન હરિનાં.



## ૭૪ : અનામી નામ ત્હારૂં

❧

ઢૂંઢું છું ફૂલડે ફૂલડે અનામી નામ ત્હારૂં.

અનામી નામ ત્હારૂં, અનામી નામ ત્હારૂં;
લખ્યું આકાશઅવનીમાં અનામી નામ ત્હારૂં:
હો ! અનામી નામ ત્હારૂં,
ઢૂંઢું છું ફૂલડે ફૂલડે અનામી નામ ત્હારૂં.

જગતની જાહ્નવીને નીર અનામી નામ ત્હારૂં;
શશીમુખડે, સૂરજહઇડે અનામી નામ ત્હારૂં;
એ અનામી નામ ત્હારૂં;
ઢૂંઢું છું ફૂલડે ફૂલડે અનામી નામ ત્હારૂં.

ફૂલોનાં કોમળાં હૈયે અનામી નામ ત્હારૂં:
ગિરિની વજ્રછાતીમાં અનામી નામ ત્હારૂં:
ગગનઘુમ્મટની કોરે એ અનામી નામ ત્હારૂં.

ઢૂંઢું છું ફૂલડે ફૂલડે અનામી નામ ત્હારૂં:

❧

## ૭૫ : આ કમળોની કુંજમાં



આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.
ભૂલી પડી, રે હું ભૂલી પડી,
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

વડલો જટા ઢાળી જળમાં ઢળ્યો શું ?
સંસારજાળીઓ શી જાળીઓ વડીઃ
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

ઉડતો પરાગ જગ ભરતો મનોહર;
નજરે ન ઝાંખી એહ ભાગ્યની ઘડીઃ,
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

ઉપર આભ, ને નીચે નીર પાથર્યાં;
સારા સૂનકારને શોધે આંખડીઃ
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

શોધું છું આત્માની આરઝૂ અનન્તમાં;
આયુષ્ય આપું, આપો એહ જો ઘડીઃ
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

## ૭૬ : મ્હારે જાવું પેલે પાર



હો ! મ્હારે જાવું પેલે પારઃ
હવે માછીડા ! હોડી હંકારઃ
મ્હારે જાવું પેલે પાર.

જમણે કંઠે મથુરા નગરી,
ડાબે ગોકુળ ગામ;
આ આરે મ્હારી દેહ ઉભી છે,
ત્ય્હાં છે આતમરામઃ
મ્હારે જાવું પેલે પાર.

આભનો સાગર જળજળ ભરિયો,
મંહી સૂરજ ને સોમ;
આ આરે છે ધરતીની લેખડ,
ત્ય્હાં છે ચેતનભોમઃ
મ્હારે જાવું પેલે પાર.

હલકી હેલે આયુષ્ય ઉછળે,
જગના વાય સમીર;
આ આરે મ્હારી આશાની કુંજો,
ત્ય્હાં છે પ્રેમમન્દિરઃ
મ્હારે જાવું પેલે પાર.

હવે માછીડા ! હોડી હંકાર,
મ્હારે જાવું પેલે પાર.

卐

## ૭૭ : પગલાંમાં પાથર્યાં કલ્યાણ



સુલક્ષણા ! સાંચરો હો જી રે ! પગલાંમાં પાથર્યાં કલ્યાણ.

૧, આ ભવની રજની ઉતરી, કાંઈ પ્રગટયું બ્રહ્મસ્હવાર;
મારગડે તેજ છાંટયા સવિતૃએ, વેદ ભણે બ્રહ્મચારઃ
સુલક્ષણા ! સાંચરો.

૨, પાપ–મૃત્યુ–અન્ધારમેઘલ નથી વતન નરલોક;
અમૃતવિભૂતિથી અવિચળ ઉજળો આત્મવતન બ્રહ્મલોકઃ
સુલક્ષણા ! સાંચરો.

૩, દેવકુળને વન્દન કહેજો, દેવસખીને સાંઇ;
અમારી ય દેવતિથિ પૂછીને પાઠવજો એ વધાઇઃ
સુલક્ષણા ! સાંચરો.

૪, અણુભૂંસાતી સ્મરણપગલી પાડી લ્હેમે અમ ઘેર;
ભૂલકણા અમે ભૂલી ભૂલી મંહી ગણશું તમ ગુણસેરઃ
સુલક્ષણા ! સાંચરો.

૫, તેજલોક ને સત્યલોક ને પુણ્યલોકને ઘાટ
આત્મપાંખડીઓ વીણતાં વિચરજો; ભદ્ર હો બ્રહ્મવાટઃ
સુલક્ષણા ! સાંચરો.

૬, જીવનનાં લખે કાવ્ય સહુ કો, પૂરા કીધા ત્હમે કાંડ;
સુન્દરતા દીધ સંચી અંહી, હવે ભવ્ય લખજો બ્રહ્માંડઃ
સુલક્ષણા ! સાંચરો.

૭, વાયુ વાચે દેવપરિમળ, દિશાઓ પમરે આનન્દ;
અનન્ત લહેરે લહરી રહ્યો, જાવ, સાગર સચ્ચિદાનન્દ·
સુલક્ષણા ! સાંચરો.

૮, ભવાભવથી પર, પરાત્પર, મુક્તોના અક્ષરવાસ;
જાવ; હરિવર હરિજન શું ત્હાં અખંડ રમે મહારાસઃ
સુલક્ષણા ! સાંચરો હો જી રે ! પગલાંમાં પાથર્યાં કલ્યાણ.



# ૭૮ : ગિરિઓમાં મોર

જયાઃ બોલે–બોલે છે ગિરિઓમાં મોર,
ઢેલડ ટહુકો કરે;
મ્હારે અન્તર ઉછળે અંકોર,
જીવન ઝોલે ચ્હડે.
જયન્તઃ નથી જીવનનો બોલ, જયા ! એ,
નથી ટહુકો એ આત્મનૂનો;
નથી ઉરઝરણાં, એ ભ્રમરમણાઃ
એ ઘોર ધ્વનિ કંઈ વનવનનો.
જયાઃ બોલે–બોલે છે શિખરોમાં દેવ,
દેવીઓ હાસ્યે હસે;
મ્હારા આયુષ્યનો અવશેષ
શિખરે ને વગડે વસે.
જયન્તઃ નથી જગતનો મન્ત્ર, જયા ! એ,
નથી ન્હોતરૂ એ અમરોનું;
નથી પ્રભુપ્રેરણા, એ સહુ ભ્રમણાઃ
એ ઇન્દ્રજાળ કંઇ અસુરોનું.
જયાઃ બોલે–બોલે છે ગિરિઓમાં મોર,
ઢેલડ ટહુકો કરે;
મ્હારે અન્તર ઉછળે અંકોર,
જીવન ઝોલે ચ્હડે.

*

## ૭૯ : પધારો ફૂલફૂલડે, અમરેશ !



બગીચો બેશ રચ્યું દિલદેશ,
પધારો ફૂલફૂલડે, અમરેશ !

ચ્હડીને આંબલાની ડાળ, મંજરી પ્રાશી પ્હેલી,
કરૂં છું કોકિલા ટહુકાર તુજ દીદારઘેલી;
*દરસની આરઝૂ મુજ રાજ! દર્શન દઇ છીપાવોઃ
પધારો પ્રેમપગલે, છું જનમજોગણુ અકેલી.

વસન્તની બહલાવો કંઇ બહાર,
ભરો અમ ગુલસૂના ગુલઝાર.

બગીચો બેશ રચ્યું દિલદેશ,
પધારો ફૂલફૂલડે, અમરેશ !

## ૯૦ : યુગ ઉછળે નયનનમાં



યુગ ઉછળે નયનનમાં,
હરિ ! ત્હારે યુગ ઉછળે નયનનમાં.

યુગ યુગાન્તર, વિશ્વોની ભરતી,
વીજ વહે દૃગઘનમાંઃ
હરિ ! ત્હારે યુગ ઉછળે નયનનમાં.

દિશદિશ પ્રોવતી પ્રાગટ પ્રગટે;
ત્યમ પ્રોવે ત્રિભુવન આઃ
હરિ ! ત્હારે યુગ ઉછળે નયનનમાં.

યોગ યોગેશ્વર, કાળના કાળ એ
આજ દીઠા કુરુરણમાંઃ
હરિ ! ત્હારે યુગ ઉછળે નયનનમાં.

યુગ ઉછળે નયનનમાં,
હરિ ! ત્હારે યુગ ઉછળે નયનમાં.

卐

## ૮૧ : આવો, માણો રસિકવરની કુંજે



આવો, માણો રસિકવરની કુંજે, રસરાજ !
ગગનદેશે અનન્તમાં ખેલે છે વ્રજચન્દ્ર;
દિશાકાળનાં લોચનિયાં ઝીલે એ આનન્દઃ
ગગગનદેશે અનન્તમાં ખેલે છે વ્રજચન્દ.

પરમ નિઃસીમને ઘાટ રાસ રચિયો સખે;
જાણે કિરણોને અંગ ચન્દ્ર કવિતા લખે !
હૈયા હૈયાને ઘાટે ગાજે એ પડછંન્દઃ
ગગનદેશે અનન્તમાં ખેલે છે વ્રજચન્દ.



## ૮૨ : હો વ્રજરાજ ! ત્હારી વાંસળીએ



હો વ્રજરાજ ! ત્હારી વાંસળીએ
લખ્યું કંઈ કંઈ આંખડી-આંખડીએ,
વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.
લખ્યું હૃદયકમળની પાંખડીએઃ
હો વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.

પ્રેમપરિમળ પૂર્યો પરમ કંઇ
નર્તન્તાં ફૂલફૂલડિયે,
વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.
લખ્યું વનની વેલડવેલડીએઃ
હો વ્રજરાજ ! ત્હારી વાસળીએ.

ઈન્દ્રરંગ ચીતરી રસમન્ત્રો
લખ્યા ઘમતી રસવાદળીએ,
વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.
લખ્યું રાસરમણુ રૂપપૂતળીએ :
હો વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.

હૈયાવેધણુ હૃદયત્રાચાઓ
  અજબ સલુણી લખી વીજળીએ;
  વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.
લખ્યું કંઇ કંઇ તારલી—તારલીએઃ
  હો વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.

અભયવચન, દીધ જનકુળને
  અમે, સાંભળ્યું એ તો ગોકુળિયે;
  વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.
લખ્યું જગપાવન તુજ પાવલિયે,
  હો વ્રજરાજ ! ત્હારી, વાંસળીએ.

હો વ્રજરાજ ! ત્હારી વાંસળીએઃ
હો વ્રજરાજ !

## ૮૩ : ગહન રંગો સનાતન



અજબ આ વિશ્વલીલાના ગહન રંગો સનાતન;
સરોવરપાથર્યાં જળ, એ અકળ રંગો સનાતનઃ
અજબ આ વિશ્વલીલાના વિ.

ભૂખ્યાંધરવન્તી ધરતીના, તૃષા ઠારન્ત ઘનના,
જગતકલ્યાણના અદ્‌ભુત સકલ રંગો સનાતનઃ
અજબ આ વિશ્વલીલાના વિ.

વડા વાતાવરણના, કાળના, શશિસૂર્ય ફેરા,
ફકીરીના, જહાંગિરિના વિરલ રંગો સનાતનઃ
અજબ આ વિશ્વલીલાના વિ.

દયાના, બંદગીના, દુઃખસુખના, સાધુતાના,
કવિતાના ફૂવારાના પરમ રંગો સનાતનઃ
અજબ આ વિશ્વલીલાના વિ

મહાસાગર શું ભરિયું આભ, એ રંગો સનાતન
પ્રીતમના ને પ્રિયાના પ્રેમના રંગો સનાતનઃ
સુભટના, સન્તના, સૌન્દર્યના રંગો સનાતન.



## ૮૪ : આવ્યાં જગતનાં ન્હોતરાં



આવ્યાં જગતનાં ન્હોતરાં ચાલો વિશ્વ વધાવા;
નયણાં આ ઢળી ઢળી જાય,
વિશ્વનો રાજ વધાવા.

આવ્યાં ગગનનાં ન્હોતરાં, ચાલો વિશ્વ વધાવા;
આતમ આ ઉડું ઉડું થાય,
વિશ્વનો રાજ વધાવા.

પંખીની પાંખમાં પ્રેરણા, ચાલો વિશ્વ વધાવા;
ઉડવાના એને ઉમંગ,
વિશ્વનો રાજ વધાવા.

માનવ પ્રાણમાં ઝંખના, ચાલો વિશ્વ વધાવા;
આતમઉછાળા અસંગ,
વિશ્વનો રાજ વધાવા.

નથી રે આડચ, નથી આગળા, ચાલો વિશ્વ વધાવા;
નથી રે સીમાઓને ઘાટ,
વિશ્વનો રાજ વધાવા.

ઉંચે-ઉંચે, આ દિગન્તમાં ચાલો વિશ્વ વધાવા;
ઉઘડે અનન્તની વાટ,
વિશ્વનો રાજ વધાવા.

આવ્યાં અનન્તનાં ન્હોતરાં, ચાલો વિશ્વ વધાવા;
ધૂઘવે દિગન્તના ઘાટ,
વિશ્વનો રાજ વધાવા.

આતમઆનન્દી હો ! આવજો, ચાલો વિશ્વ વધાવા;
વિહરે લ્હેરખંડે વિરાટ,
વિશ્વનો રાજ વધાવા.

## ૮૫ : વિરાટનો હિન્ડોળો



વિરાટનો હિન્ડોળો ઝાકમઝોર;
કે આભને મોલે બાંધ્યા દોરઃ
વિરાટનો હિન્ડોળો.

પુણ્યપાપ દોર, ને ત્રિલોકનો હિન્ડોળો,
ફરતી ફૂમતડાંની ફોર;
ફૂદડીએ ફૂદડીએ વિધિના નિર્માણમન્ત્ર
ટહુકે તારલિયાના મોરઃ

વિરાટનો હિન્ડોળો ઝાકમઝોરઃ
વિરાટનો—



## ૮૬ : જગતમાં જાગી પૂરણ જ્યોત



જગતમાં જાગી પૂરણ જ્યોત !
પ્રગટિયો વિશ્વજ્યોત પ્રદ્યોતઃ
જગતમાં જાગી પૂરણ જ્યોત.

શૂર આનન્દે, સન્ત આનન્દે, આનન્દે દેવનો ઘાટ;
આનન્દે–આનન્દે નવલખ તારલા,
થેઇ થેઇ નાચે વિરાટ :
જગતમાં જાગી પૂરણ જ્યોત.

ઉર ઉઘડ્યાં; કંઇ આત્મન્ ઉઘડ્યાં, ઉઘડ્યાં ચૌદે લોક;
ઉઘડ્યાં–ઉઘડ્યાં આભનાં બારણાં,
બ્રહ્મમહેલના ચોક :
જગતમાં જાગી પૂરણ જ્યોત.

અણુઅણુ 'જય જય' 'જય જય' ઉચરે,
'જય' ઉચરે સંસાર;
કાળઝાળ ને વિરાટ વૃંદે આ
હરિનો જયજયકાર :
જગતમાં જાગી પૂરણ જ્યોત.



## ૮૭ : પ્રભાતને જ પ્રકાશ ચીતર્યો



મ્હેં પ્રભાતને જ પ્રકાશ ચીતર્યો
પ્રેમ ઝીલતાં, નાથ !
મ્હેં સન્ધ્યાને આનન્દ ચીતર્યો
પ્રેમ ઝીલતાં, નાથ !
તુજ પ્રેમ ઝીલતાં, નાથ !

પછી ફૂલ ચીતર્યાં, પાન ચીતર્યાં,
ચીતર્યાં કોયલમોર;
ને મોરના ચાંદલિયા ચીતર્યા,
પ્રેમ ઝીલતાં, નાથ !

મ્હેં સ્નેહીનાં સામૈયાં ચીતર્યાં
પ્રેમ ઝીલતાં, નાથ !
મ્હેં સુન્દરીનાં હૈયાં ચીતર્યાં
પ્રેમ ઝીલતાં, નાથ !
તુજ પ્રેમ ઝીલતાં, નાથ !



 

## ૮૮ : હરિની રમણાએ અમે નીસર્યાં



રસની રમણાએ અમે નીસર્યાં રે લોલ;
ભવ્યભાગ્ય અમે બ્રહ્માનન્દિની
આનન્દિની રે લોલઃ
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ.

કાળકન્દરાની હું તો કાળિકા રે લોલ;
જન્મમૃત્યુ નેણનાં મુજ હાસ :
બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ :
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ.

લોકલોકની અમે વિધાત્રીઓ રે લોલ;
ઉદયઅસ્ત એ અમારા રાસ :
બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ :
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ.

આનન્દચૌદશે હું અવતરી રે લોલ;
ઝીલું આનન્દના રસલ્હાવઃ
બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલઃ
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ.

વિશ્વવિશ્વના વિહારે વિહરતી રે લોલ;
સૃજનપ્રલય ખેલિયે ધૂપછાંવઃ
બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલઃ
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ.



## ૮૯ : લોકલોકના રાસ



નિરખો આ રાસ લોકલોકના રે,
રમે સૃષ્ટિ ને સૃજનાર;
રમે સૃષ્ટિ ને સૃજનાર;

અંગુલિમાં અંગુલિ પરોવીને
ખેલે તેજ ને અન્ધાર;
ખેલે તેજ ને અન્ધારઃ
રસનાં ઉછળે રંગહેલિયાં.

પુરૂષ ને પ્રકૃતિની ખેલડી રે,
ફરે ફૂદડી અનન્ત;
ફરે ફૂદડી અનન્ત;

તણખા વેર્યા નયનતેજના,
ત્હેનાં બનિયા બ્રહ્માંડ;
ત્હેનાં બનિયા બ્રહ્માંડઃ
રસનાં ઉછળે રંગહેલિયાં.

પૃથ્વી ફરતો ફરે ચંદ્રમા રે,
પૃથ્વી સૂર્યને ઘેરાટ;
પૃથ્વી સૂર્યને ઘેરાટ;

સૂર્યો ચોપાસ મહાસૂર્યની;
એમ ઘૂમતો વિરાટ;
એમ ઘૂમતો વિરાટઃ
· રસનાં ઉછળે રંગહેલિયાં.

રાજા પ્રજા ને મહાપ્રજા રે
વ્યષ્ટિ સમષ્ટિ સમસ્ત;
વ્યષ્ટિ સમષ્ટિ સમસ્ત;

દેહી ને દેહની લીલાકલાઃ
સૌના ઉદયો ને અસ્ત;
સૌના ઉદયો ને અસ્તઃ
રસનાં ઉછળે રંગહેલિયાં.



## ૯૦ : નીલો કમળરંગ વીંઝણો



નીલો કમળરંગ વીંઝણો, હો નન્દલાલ !
રઢિયાળો રતનજડાવ, મોરા નન્દલાલ !
બ્રહ્મા વીંઝે બ્રહ્મવીંઝણો, હો નન્દલાલ !

સોનાનો સૂરજ શોભિતો, હો નન્દલાલ !
રૂપેરી ચન્દની બિછાવ, મોરા નન્દલાલ !
બ્રહ્મા વીંઝે બ્રહ્મવીંઝણો, હો નન્દલાલ !

કોરે મોરે ભર્યાં હીરલા, હો નન્દલાલ !
ઝાલરે ઝીક કેરી વેલ, મોરા નન્દલાલ !
બ્રહ્મા વીંઝે બ્રહ્મવીંઝણો, હો નન્દલાલ !

દાંડી બ્રહ્માજીના હાથમાં, હો નન્દલાલ !
માનવીના ભાગ્યના એ ખેલ, મોરા નન્દલાલ !
બ્રહ્મા વીંઝે બ્રહ્મવીંઝણો, હો નન્દલાલ !



## ૯૧ : અણુઅણુમાં રમે રાસ



અણુઅણુમાં રમે રાસ,
સન્તન ! ઝાંખી કરો રી.

ડાળીએ ડાલે ને મંજરીએ મ્હેકે;
ફૂલફૂલમાં હસે હાસઃ
સન્તન ! ઝાંખી કરો રી.

વાયુમાં વહેતો ને કિરણોમાં રમતો,
પ્રેમીની પૂરન્તો પ્યાસઃ
સન્તન ! ઝાંખી કરો રી.

રાત્રીએ શશિયર, દિવસે દીવાકર;
વિરહીના ભરે ઉરવાસ :
સન્તન ! ઝાંખી કરો રી.



## ૯૨ : બ્રહ્માનન્દ



અહો ! આથમે આળપંપાળ, અંગોઅંગ ફોરાં ફૂટેઃ
આઘે–આઘે અનન્તની પાળ પ્રભુની પ્રભા ઉમટે.

જો ! સંકોરાયે વિશ્વકોર, કંઇ કોટિકિરણ સવિતા પ્રગટે;
કંઇ તિમિર હસે, કંઈ જગ વિલસે,
જો ! સાગરગભીરા ગગનપટે.

ન્હણુ ક્ષિતિજનું પોપચું, ભાઇ ! ધીમે ધીમે જો ! ઉઘડે;
જોને ! બ્રહ્માંડની કીકી માંહી અમીનું કિરણ ન્હડે.

ઓ ! ફાટે ગેબની ગુફા, મંહી જો ! નૂરપૂર ઉછળે, વ્હાલાં !
કંઇ અજબ રસે આ દિલ હુલસે,
જો ! પરબ્રહ્મનાં અજવાળાં.

અહો ! આથમે જગઅન્ધકાર, આનન્દફૂવારા ફૂટે;
આઘે–આઘે બ્રહ્માંડની પાર બ્રહ્માનન્દ જો ! પ્રગટેઃ
આઘે–આઘે ને આત્મા મોઝાર પરમાનન્દ જો ઉલટે.

## ૯૩ : આયુષ્યનો છોડ

આ પ્રારબ્ધ કેરી વાડીએ ફૂલ વીણજો રે !
કાંઈ ઉગ્યો આયુષ્યનો છોડ,
રસિક ! ફૂલ વીણજો રે !

આ જગતકુંજની ઝૂકી ઘટા, ફૂલ વીણજો રે !
કોઇ પૂરજો ઉરના કોડ,
રસિક ! ફૂલ વીણજો રે !

પેલા ફૂટે ફુવારા તેજના, ફૂલ વીણજો રે !
સન્ધ્યાના સોનેરી અન્ધારઃ
રસિક ! ફૂલ વીણજો રે !

અને ચન્દ્ર ઢોળે રૂડી ચન્દની, ફૂલ વીણજો રે !
ત્યંહી વીણજો સંસારના સારઃ
રસિક ફૂલ વીણજો રે !

કંઈ કેસરની અર્ચા કરી, ફૂલ વીણજો રે !
જગે ચન્દન ચોળ્યાં અંગઃ
રસિક ! ફૂલ વીણજો રે

મ્હેણે કુંકુમના પૂર્યાં સાથિયા, ફૂલ વીણજો રે !
ત્હેમાં છે આનન્દવર્ણી સુગન્ધઃ
રસિક ! ફૂલ વીણજો રે !

મીઠી કળીઓ સુખની ઉઘડે, ફૂલ વીણજો રે !
એથી મીઠડા દુઃખના લ્હાવઃ
રસિક ! ફૂલ વીણજો રે !

આ દુનિયાં વાડી છે દેવની, ફૂલ વીણજો રે !
મંહી ખેલે મનુજ ધૂપછાંવ;
રસિક ! ફૂલ વીણજો રે !



## ૯૪ : અગમ્યનાં પાથરણાં



અજવાળાં આછાં આછાં થાય,
કંઇ અણુરવ પગલે
આભની ભરતી ઉભરાય.

છાની છાની મનમલકાતી, સ્મિતના પલવટ પાથરતી,
ધીરી ધીરી રજની જો ! છલકાય:
કંઇ અણુરવ પગલે
આભની ભરતી ઉભરાય.

ઉડતી કુંકુમવાદળીઓ, વેરેલી ફૂલપાંખડીઓ
દિનની જતી પગલીઓ ઝંખાય:
કંઇ અણુરવ પગલે
આભની ભરતી ઉભરાય.

તરુવરના ઝુમખાંમાંનાં, ઘરઘરના ઝરૂખામાંનાં
અજવાળ્યાં અન્ધારાં ઢળી જાય:
કંઇ અણુરવ પગલે
આભની ભરતી ઉભરાય.

નિરખી નભનો તારલિયો, રૂમઝૂમતો કુળદીવડિયો,
-રસિકોનાં લોચનિયાં લહેરાય:
કંઇ અણુરવ પગલે
આભની ભરતી ઉભરાય.

## ૯૫ : આનન્દના આરા



૧. આ ઝીંદગીના જ્હાજે
 ચ્હડી જ્યહાં જવું છે, પ્યારા !
 નયનો ઉઘાડી નિરખો
 આનન્દના એ આરા.

૨. આકાશનાં ઉંડાં છે
 વૈભવભર્યાં વનો, જો !
 ત્હેની ય પેલી પારે
 ચૈતન્યની એ ધારા.

૩. આ આથમી ને ઉગતા
 નથી સૂર્ય કે શશી ત્હાં;

અદ્‌ભુત અનરત ઉછળે
ત્યંહિ તેજના ફૂવારા.

૪. બ્રહ્માંડ જ્યહાં વિરામે,
જ્યંહિ બ્રહ્મભરતી જામે,
કિસ્મતની પાળ શા, ત્યહાં
એ કારમા કિનારા.

૫. ભવના મહોદધિમાં
રમણે ચ્હડી છે કિસ્તી;
સફરો ફરીને આવ્યે
આખરના એ ઉતારા.



## ૯૬ : ગેબના લેખ



સરોવરિયું લ્હેકી-લ્હેકી જાય,
ઓ સજની ! જોને
ગેબના લેખ ત્‍હો લખાય.

પલટાતા રંગ લખિયા, ધરતીના ઢંગ લખિયા,
દિશદિશના લખિયા ત્‍હો સોહાગ :
ઓ સજની ! જોને
ગેબના લેખ ત્‍હો લખાય.

રાતના અન્ધાર લખિયા, દિનના પ્રકાશ લખિયા,
દિલદિલના રાગ ને વિરાગ :
ઓ સજનિ ! જોને
ગેબના લેખ ત્‍હો લખાય

આથમતા ચન્દ્ર જૂવે એ, ઉગમતા સૂર્ય જૂવે એ,
પ્રારબ્ધની વાચે આછી સાખ :
ઓ સજની ! જોને
ગેબના લેખ ત્‍હો લખાય

આશના આનન્દ વાચે, વિધિ લખિયા મન્ત્ર વાચે,
સરોવરિયું ધરતીની આંખ
ઓ સજની ! જોને
ગેબના લેખ ત્‍હાં લખાય

## ૯૭ : મહામાયાનો રાસ

卐

નભકુલ ફૂદડી ફરે રે લોલ;
નવલખ તારલીઓને ઘોર :
નભકુલ ફૂદડી ફરે રે લોલ.

ત્રિકાળની તાળી પડે રે લોલ;
મહામાયા રમણુ ચ્હડે રે લોલ;
ટહુકે પદઝાંઝરના મોરઃ
નભકુલ ફૂદડી ફરે રે લોલ.

ચન્દની અમૃત ઝરે રે લોલ;
વીજળી વીંઝણુ કરે રે લોલ;
ઝબકે નયનકમળની કોર :
નભકુલ ફૂદડી ફરે રે લોલ.

ત્રિલોકથી નીકળી રે લોલ;
સહિયર ટોળે મળી રે લોલ;
મચ્યો લોકલોક મહાશોર :
નભકુલ ફૂદડી ફરે રે લોલ.

તિમિરો રજની રચે રે લોલ;
તેજની ઝડીઓ મચે રે લોલ;
રમતાં રમતાં ઉગિયો ભોર :
નભકુલ રૂંઢડી ફરે રે લોલ.

જગકુલ ઘૂમડી ઘૂમે રે લોલ;
ઘૂમતી, સર્જનપ્રલયની ઝકોર;
નવલખ તારલીઓને ઘોર :
જગકુલ રૂંઢડી ફરે રે લોલ.

卐

## ૯૮ : આભપરો મેહુલો ગાજે મ્હલ્લાર



આભપરો મેહુલો ગાજે મ્હલ્લાર,
એને આલી ! આરાધે મોરલા ઉદાર.

રોમ રોમમાં હરિને સૂર્ય રમે,
અને ચન્દ્રની ઢળે એનાં હાસ;
તારલીએ તારલીએ પગલીઓ પાડતો
રસિયો રમે મહારાસ :
એને આલી ! આરાધે મોરલા ઉદાર.

આભ અસીમ, મંહી સૂર્ય ઢોળાણો,
તેજનો પૂર્યો પારાવાર;
હદ–બેહદના આરા ભરી
લહરે એ અપરંપાર :
એને આલી ! આરાધે મોરલા ઉદાર.

આભપરો મેહુલો ગાજે મ્હલ્લાર,
એને આલી ! આરાધે મોરલા ઉદાર.



## ૯૯ : શતદલ પદ્મમાં પોઢેલો

❁

શતદલ પદ્મમાં પોઢેલો
હો ! પરિમલ દાખવો હોય જો દીઠેલો. ધ્રુવ

શોધ્યાં સરોવર, શોધી ફૂલવાડીઓ,
શોધી રસકુંજ જ્યહાં રમેલો;
શોધી આયુષ્યની મ્હોરી અમરાઈઓ:
દીઠો ન દુનિયાફેરેલો;
હો ! પરિમલ દાખવો હોય જો દીઠેલો.

ફૂલડે ફૂલડે વસન્ત શો વસેલો,
પાંખડી પાંખડી પૂરેલો,
ભ્રમર ભ્રમર કીધ સંગીતસોહામણો,
પંખિડે પંખિડે પઢેલો:
હો ! પરિમલ દાખવો હોય જો દીઠેલો.

અડધેરી પાંદડીઓ વીણતાંમાં વેરી, ને
આસવ ઢોળિયો અમોલો;
હૈયાના ધૂપ સમો ઉડતો બતાવો કોઈ
જીવનપરાગ જગતઘેલો,
હો ! પરિમલ દાખવો હોય જો દીઠેલો.

શતદલ પદ્મમાં પોઢેલો
હો ! પરિમલ દાખવો હોય જો દીઠેલો.

❁

## ૧૦૦: લહરિયાં સાગરમાં ન સમાય



લહરિયાં સાગરમાં ન સમાય;
અખનિયાં અનન્તમાં ઢોળાય;
લહરિયાં સાગરમાં ન સમાય.

ફૂલની ફોરમ ફૂલમાં ન માયે,
તટમાં સરિતા ન માય;
હૃદયકુંજના ધૂપસુરભિ સમા
ભાવ બ્રહ્માંડ વીંધી વહી જાયઃ
લહરિયાં સાગરમાં ન સમાય.

હોમકુંડમાં હુતાશ ન માયે,
તેજ દીપે ન પૂરાય;
રોમરોમથી કિરણો ઝરતા
અંગમાં આતમતત્વ ન માય;
લહરિયાં સાગરમાં ન સમાય.



## ૧૦૧ : હરિ ૐ ! હરિ ૐ !



• હરિ ૐ ! હરિ ૐ !
તુજ શરણું એ અમ પરમ ક્ષેમઃ
હરિ ૐ !

કંઇ વિવિધ શાસ્ત્રઅજવાળાં;
સાધુસન્તની ઉરજ્વાળા;
નભમંડપની દીપમાળા;
ફરે પ્રદક્ષિણા તુજ સૂર્યસોમ :
હરિ ૐ !

વનવનની વિપુલ સમૃદ્ધિ;
મહાજનની અઢળક બુદ્ધિ;
બ્રહ્માંડ ગાજતું નિરવધિ :
તુજ ચરણ ઢળે નમી સકલ ભોમઃ
હરિ ૐ !

• પંચેન્દ્રિય પંચ શિખાએ,
મન વાણી કર્મ જીવ કાયે,
અમ જીવનની કલા કલા યે,
તુજ કરે આરતી રોમરોમ,
હરિ ૐ !

હરિ ૐ ! હરિ ૐ !